# પ્રેમ ભક્તિ–ગ્રંથમાલાનાં

## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું (૨જી આવૃત્તિ) ... | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો: (૩જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૧૯, કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શનઃ (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦. ઉદ્‌બોધન ... ... ... ... | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ ... ... | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન (૨જી આવૃત્તિ) ... ... | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા (૨જી આવૃત્તિ) ... ... | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨જો ... ... ... | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો ... ... | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી ... ... ... ... | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર–નૂરજહાન ... ... ... | ૧૯૨૮ |
| ૨૮, કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી ... ... | ૧૯૨૮ |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ ... ... | ૧૯૨૮ |

## ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવી આવૃત્તિઓ |
|---|---|
| ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ | પ્રેમકુંજ |
| શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| પાંચ ઉપનિષદો, સમશ્લોકી | મેઘદૂત |
| ધર્મમન્થન | ઉદ્‌બોધન |
| સંબોધન | |
| કુરુક્ષેત્ર: દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના | |
| તિર્થોષ: તૃતીય કાંડ, નિર્ધાર | |

# પ્રેમ-ભક્તિ ગ્રન્થમાલા

---

| | | |
|---|---|---|
| | | પ્રથમ આવૃત્તિની સાલ |
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) ... | ૧૯૦૩ |
| ૨, | રાજસુત્રોની કાવ્યત્રિપુટી ... | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩જી આવૃત્તિ) ... ... | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) ... | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩જી આવૃત્તિ) ... | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૪થી આવૃત્તિ) ... ... | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩જી આવૃત્તિ) ... ... | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૪થી આવૃત્તિ) ... ... ... | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો ... ... ... | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત ... ... ... | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ ... ... ... | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ ... ... ... | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન ... ... ... | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ... ... | ૧૯૨૫ |

# વિશ્વગીતા

卐

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ] * [ ઈ. સ. ૧૯૨૯

કીંમત દોઢ રૂપીઓ

# સપ્તર્ષિમંડલને રસવન્દના

હજારો વર્ષનાં વ્હાણાં વાયાં અને વહી ગયાં;
સૂર્ય છે—ચન્દ્ર છે તેમ ત્હમે ત્હો યે તપી રહ્યા.

૨

રસમન્ત્રોની સંહિતાના સુપુત્ર
પુણ્યોજ્જ્વલ એ આદ્ય વાલ્મીકિગોત્ર;
ઉગ્યા પછી ભરતવંશની સૃષ્ટિસ્રષ્ટા
અમ્ભોનિધિ શા સૂરજનયણા વ્યાસજી વિશ્વદ્રષ્ટા.

૩

ઉછાળતી સુન્દરતાની ચન્દની
પ્રસાદની પુનમ કાલિદાસની;
ઉરફોરમો ફોરમતી પ્રીતિલતા,
રસેન્દ્ર ભવભૂતિની એ રસિકતા.

૪

વાયુવેગી સુવર્ણપાંખ, જલ તો મન્દાકિનીનાં પીધાં,
નિઃસીમે ધૂમી કલ્પનાકિરણથી ત્રૈલોક્ય વીણી લીધાં;
આકાશો પણ એહને સરવરો, ક્રીડાભૂમિ ભાણુ છે:
શું એ દેવગરૂડ? ના—નહિ, સખા! એ માઘ ને બાણુ છે.

૫

નાચન્તા રસપડછન્દે, વેરન્તા પુષ્પપાંખડી,
લાલિત્યના છોડ જેવા સોહે ત્ય્હાં જયદેવજી.

૬

સપ્તર્ષિની એ રસરાસમંડળી
કોને ઘૂમી અર્પંતી અર્ઘઅંજલિ?
અનન્ત ઓજસ્વી અનસ્ત એક છે
આચાર્યત્વ શો ધ્રુવ રસેશ, રસર્ષિ એ પૂજે.

૭

શીળાઉન્હા કાળના વાયુ વાયા,
યુગપલટાના ચંડ વંટોળ ધાયા;
મૃત્યુ મુખના, જગપ્રલય શા, ઘોર અન્ધાર છાયા:
ત્હો યે મૃત્યુતરેલા રસઅમર તણા
ભર્ગ ના ઝંખવાયા.

૮

રસની ધ્રુવદિશે જોતા પ્રવરો રસગોત્રના!
પ્રેમભક્તિ તણી ભાવે લેજો આ રસવન્દના.

*

નોંધઃ—આ નાટકના પ્રવેશોની વાર્તાકળીઓ ભારતના રસગ્રન્થોની રસવેલેથી વીણેલી છે, ને એ કળીઓને પાણી છાંટી ખીલાવી પ્રફુલ્લાવી, એમની રસપાંખડીઓમાં નવા રસસૌરભ ભરી એમને આ યુગમાં પુનરપિ ફોરમતી કરવાનો વસન્તધર્મ આ નાટકના કલાવિધાનમાં પાળ્યો છે. એટલે ગીર્વાણ ગિરાના એ રસઅમરોને ચરણે આ રસમાળ ધરવાની સવિશેષ ઉચિતતા સુજ્ઞ વાચકને સહજે સમજાશે.

# પ્રસ્તાવના

રસશાસ્ત્રનો જગત્ઇતિહાસ બન્ધિયાર સરોવર જેવો છે કે વહેતી સરિતા સમો છે? એ પ્રશ્ન પૂછાય ત્ય્હાં જ ઉત્તર નથી મળી જતો? क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः સૌન્દર્યસિદ્ધિના એવા શાસ્ત્રમાં કલાવિધાનની નવીનતા ન જ સંભવે એમ ઉચ્ચરવું એ જ કૌતુક. એ અભિનવ કલાવિધાન સૌન્દર્યશાસ્ત્રનાં મૂળતત્ત્વોને અનુસરીને જ હોઇ શકે રસશાસ્ત્રનાં પાંદડાં ખરી નવપલ્લવ પ્રગટેઃ એનાં મૂળ ઉખેડી સહુથી નવાં ન રોપાય.

ત્ય્હારે રસશાસ્ત્રનો જગત્ઇતિહાસ શો છે? આ કલાકૃતિ સ્હમજવા જેટલી જ સ્વલ્પ નાટ્યકલા ઉપર વિહંગદૃષ્ટિ ફેરવી જોઇએ.

યૂરોપઅમેરિકાનાં રસશાસ્ત્રનાં ઐતિહાસિક મૂળ ગ્રીસ દેશની સૌન્દર્યભાવનામાં છે. અને ગ્રીક રસશાસ્ત્રની નાટ્યશૈલીમાં એકાગ્રતાની ત્રણ સન્ધીઓ પાળવાની પ્રથા હતી. એક કાળની એકાગ્રતા, બીજી દેશની એકાગ્રતા, ત્રીજી હતી વાર્તા–વસ્તુની એકાગ્રતા. નાટકનો પડદો ઉપડે તે પડે ત્ય્હાં સૂધી સમયનું વ્હેણુ, નદીના પ્રવાહ સમું, અખંડ વહેતું; દેશનો પૃથ્વીપટ, આભના ચન્દરવા સમો, અવિચ્છિન્ન વિસ્તરતો; ને વાર્તા–વસ્તુની કાર્યકારણસંકલના બીજમાંથી થડ, ને થડમાંથી શાખાઓ, ને શાખાઓમાંથી ડાંખળીઓ, ને ડાંખળીઓમાંથી પત્ર પુષ્પ ને ફલની પેઠે, અવિચ્છિન્ન ને અખંડ પ્રફુલ્લતી ને પરિણમતી. ત્રિવેણીસંગમ સમો એ ત્રણે ય એકાગ્રતાઓનો સંગમ સ્વાભાવિક ને પ્રાકૃતિક–સહજલભ્ય સમો નીવડે એવું સુન્દર કલાવિધાન

ગ્રીસના મહાકલાવિધાયકો રચતા. દેશ કાલ ને વસ્તુની એકાગ્રતાનાં કલાવિધાનના એવી રસસિદ્ધિ ગ્રીસ દેશના મહાનાટકકારોએ નિજનિજની નાટકમાલામાં સફળતાથી સાધી, અને યૂરોપને એ રસઆદર્શનો કલાવારસો સમર્પ્યો. ગ્રીસે પાડેલા કલાવિધાનના એ રાજમાર્ગે સકલ યૂરોપના મહાકલાવિધાયકો સૈકાઓ સુધી ગયા—આવ્યા. ઇસ્વી સન પૂર્વે પાંચસોક વર્ષથી ઇસ્વી સનના પંદરમા સૈકા પર્યન્ત લગભગ બે હજાર વર્ષ સુધી દેશકાલવસ્તુની કલાએકાગ્રતાનાં ત્રિવેણીગૂંથણુની રસનિયમાવલિનાં આણ યૂરોપમાં—પ્રધાનતઃ—ચક્રવર્તી રહી. પછી ઇસ્વી સનના સોળમા સૈકામાં ઇંગ્લાંડના મહાકવિ શેક્ષ્પિયર, ને એ સૂર્યોદય પહેલાંના અરુણોદય સમા માર્લો, થયા. બે હજાર વર્ષથી યૂરોપમાં ચક્રવર્તિણી ગ્રીસની ત્રિવેણીસંગમની રસનિયમાવલિ એ મહાકવિઓએ તોડી: અને ત્રણમાંથી બે—દેશ ને કાલ—ની એકાગ્રતા એમણે ન પાળી. તે પછી ત્રણ સૈકાં વીત્યાં. ને સાંભળ્યું છે કે આજના ઇંગ્લાંડના નાટકકાર બર્નાડ શોએ Back to Mathusolah નામના પોતાના નાટકમાં—એ નાટક મ્હેં હજી વાંચ્યું નથી—એ વસ્તુએકાગ્રતાની પ્રથા પણ ત્યાગી છે. ગ્રીક શૈલીને હરાવીને શેક્ષ્પિયર શૈલી અન્તે યૂરોપમાં વિજયશાલિની થઇ છે ને પ્રગતિ પામી છે.

અમેરિકાની નવસંસ્કૃતિ બાલક છે ને રસશાસ્ત્રમાં હજી પ્રધાનતઃ યૂરોપને પગલે ચાલે છે. એટલે નાટ્યકલામાં રસપ્રથાનું નવવિધાન અમેરિકાએ હજી આદર્યું નથી, ને યૂરોપી શૈલીને અનુસરે છે.

અતિ અલ્પ, સારરૂપ, પ્રકરણોનાં મથાળાં જેવો, યૂરોપ-અમેરિકાના નાટ્યશાસ્ત્રનો એ ઇતિહાસઅર્ક.

આપણે ત્હાંનો નાટ્યકલાનો ઇતિહાસ જરા નિહાળિયે.

ઇસ્વી સનના પહેલા સૈકામાં શ્રી વિક્રમદેવના શકવર્તી રાજદરબારમાં કાલિદાસ થયા, ને ત્હેમની પૂર્વે દોઢ બે સૈકા ઉપર ભાસ થયા. એટલે કે માર્લો શેક્ષપિયરની પૂર્વે અઢારેક સૈકાથી તો આપણા ભારતીય નાટ્યશાસ્ત્રના કલાવિધાનમાં ત્હાં શેક્ષપિયરે સાંધ્યું તે એક જ—વસ્તુ-એકાગ્રતાનું કલાસ્વાતન્ત્ર્ય પ્રવર્તમાન હતું. ભાસ કાલિદાસ કે ભવભૂતિ કોઇના કલાવિધાનમાં દેશકાલની એકાગ્રતા નથી, વસ્તુએકાગ્રતાનું કલાગુંફન છે. જે કલાસ્વાતન્ત્ર્ય યૂરોપમાં ઇસ્વી સનના સોળમા સૈકામાં સધાયું, રસશાસ્ત્રનું તે કલાસ્વાતન્ત્ર્ય ઇસ્વી સન પૂર્વે એકેક સૈકાથી તો ભારતવર્ષમાં સર્વસિદ્ધ હતું એમ ઇતિહાસ કહે છે.

અને નાટ્યકલા તો રસકલાની એક રસવાડિણી. काव्येषु नाटकं रम्यम् સૌન્દર્યકલાની રસવાટિકામાં નાટકકલાવિધાનની તો એક રસકુંજ. સમસ્ત સૌન્દર્યસૃજનવિધાનનો આપણો કલાપ્રદેશ તો વિસ્તરતા અર્ણવ શો વિશાળો છે. રામાયણની મહાવાર્તામાં કે મહાસાગર સમા મહાભારતમાં કે બાણભટ્ટની કાદંબરીમાંનાં જન્માન્તરનાં કથાભ્રમણોમાં વસ્તુ એકાગ્રતાનું કલવિધાન સર્વોપરી છે. આપણી નાટ્યકલામાં જ નહિ, નાટક કાવ્ય કાદંબરીના આપણા સમસ્ત રસપ્રદેશમાં દેશકાલની એકાગ્રતાનાં સૂત્ર અલોપ છે, વસ્તુ એકાગ્રતાનું કલાસૂત્ર ચક્રવર્તી છે.

અને તેમાં આપણે ત્હાં છે બેચારેક અપવાદ. એક તો આર્યોના પ્રાચીનમાં પ્રાચીન મહાગ્રન્થ ઋગ્વેદનો: બીજો

અષ્ટાદશે પુરાણોની ઋષિમંડલિમાં મહર્ષિ સરિખડા પુરાણ-પ્રમુખ શ્રીમદ્ ભાગવતનો. શ્રીમદ્ ભગવદ્ગીતા પણ એ વર્ગમાં કંઇક મૂકાય. ઋગ્વેદના દશે મંડલોમાં કે એ દશે મંડલનાં સૂક્તોમાં, એક વા બીજા કારણથી પણ હકીકતે, બીજવૃક્ષશાખાવિટપપત્રપુષ્પફલનાં પરંપરાનિયમન નથી; એક ભાવદોરે પરોવેલા મણકાઓની માલાનું સાદું પણ સૂક્ષ્મ કલાવિધાન છે શ્રીમદ્ ભાગવતના દ્વાદશે સ્કન્ધ કે એ સ્કન્ધોમાંના સકલ અધ્યાયમંડલ, રામાયણના સાતે કાંડ કે મહાભારતના અઢારે પર્વની પેઠે, એક બીજામાંથી કાર્યકારણમાલારૂપે પરિણમતા નહિ સિદ્ધ કરી શકાય. ગીતાજીનો ચોથો અધ્યાય ત્રીજામાંથી કે પાંચમો અધ્યાય ચોથામાંથી પરિણમવો જ જોઇએ એવી કઇ કથાશૃંખલા છે? ભાગવતના દ્વાદશ સ્કન્ધો ને ગીતાજીના ઘણાખરા અધ્યાય, ઋગ્વેદના સૂક્તો સમા, સૂરજમાલાના જ્યોતિખંડો જેવા છે: નિજનિજના સ્વતન્ત્રતા ઓછી વધતી માણતા છતાં મહાગુરુત્વાકર્ષણના કો નિયમનને અદૃશ્ય દોરે પરોવાયેલા, સ્વતન્ત્ર જેવા છતાં એકદોરે ગૂંથાયેલી માલાના મણિ જેવા, એ કાવ્યમણકાઓ છે. એમાં શાકુન્તલના જેવી વસ્તુએકાગ્રતાની કાર્યકારણસંકલના નથી; ભાવ-એકાગ્રતાના ગુરુત્વાકર્ષણનું એમાં કલાગુંફન છે.

એ કલાગુંફનને આપણા રસદૃષ્ટાઓ સંહિતા કહેતા.

અને સંહિતા એટલે સંગ્રહ નહિ, 'સુભાષિતરત્નભંડાર' નહિ. સંહિતા એટલે ફૂલછાબ નહિ, ફૂલમાલા: सूत्रे मणिगणा इव. અને મણિ મોતી કે ફૂલડાંની માલા ગૂંથવામાં કલાવિધાયક યથાશક્તિમતિ કલા પૂરે છે એ તો સર્વવિદિત રસવાર્તા છે.

ઋગ્વેદ શ્રીમદ્ ભાગવત ને શ્રીમદ્ ભગવદ્ગીતા સંગ્રહ નથી, સંહિતાઓ છે.

આ થયો આપણા રસદેશ ઉપરનો સ્વલ્પ વિહંગદૃષ્ટિપાત.

અને હવે આ નાટકમાં?—આ નાટકમાં નથી દેશકાળની એકાગ્રતા કે નથી વાર્તાવસ્તુની કાર્યકારણસંકલનાની એકાગ્રતા. ફૂલમાલામાંનું રસએકાગ્રતાનું, વીણ્યાં ફૂલડાં ગુંથનાર રસમાલીનું કલાવિધાન આમાં છે. બાહ્ય દૃષ્ટિએજ નિરખનારને આ નાટકના પ્રવેશો પૃથક પૃથક મણકા ભાસશે. એ મણકાઓની ભીતર નિહાળશે ત્હેમને અન્તરમાં રહેલો ગુણ દેખાશે; ને એ ગુણ નિરખાશે ત્હેમને એ ગુણે ગૂંથેલી માલા યે જણાશે. શ્રીમદ્ ભાગવતમાં કૃષ્ણચંદ્રની કથા મધ્યવર્તિની છે, ને શ્રીમદ્ ભગવદ્ગીતામાં કૃષ્ણાર્જુનસંવાદ એક અખંડ દોર છે; એમ આ નાટકમાં શુકદેવજીનું યાત્રાભ્રમણ કંઇક અંશે મધ્યવર્તી ને સંકલનારૂપ છે. શ્રીમદ્ ભાગવતમાં જેમ ગ્રન્થ સમગ્ર ઉપર ઉપદેષ્ટા ગર્ભજોગી શુકદેવજી વિરાજમાન છે, એમ આ સમગ્ર નાટકના યે ઉપદેષ્ટા સમા મહામુનિ પરમ સમર્થ યોગર્ષિ પતંજલિ છે. ત્રિલોકનો વિરાટદેહ આપણા દેહની પેઠે સંકળાયેલો નથી, પણ બ્રહ્મગુરુત્વાકર્ષણની અદૃશ્ય સાંકળે સંકળાયેલો ઉભો છે. ત્રિલોકની અણુસૃષ્ટિના અનુકરણ સમું આ ન્હાનકડું નાટકે કો અદૃશ્ય ભાવએકાગ્રતાની રસસાંકળે સંગઠાયેલું છે. પ્રચલિત નાટ્યકલાવિધાનથી આ નાટકનું કલાવિધાન આટલું અનોખું છે. એમ, આટલા યે અલ્પ ઇતિહાસવાચન પછી, રસશાસ્ત્રીઓને કહેવું એ તો પુનરુક્તિ દોષ જ ગણાય.

શ્રાવણી પૂર્ણિમા,<br>સં. ૧૯૮૩

ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમ

---





( યોગાદ્રિનાં રસોદ્યાનને આંગણે નટી ને ત્હેનો સહિયરપરિવાર પધારે છે. )

**નટી ને સહિયરપરિવાર** :

જયતિ જય-જય, પ્રભો!
જયતિ જય,-જય, પ્રભો!
જયતિ જય-જય, જગજ્જ્યોતિ!
જય, વિભો! જય, પ્રભો!
સતત જય-જય, પ્રભો!
પરમ જય-જય, પરમ દ્યોતિ!
પ્રભો! જયતિ જય-જય, પ્રભો!

રજનીને રજનીપતિ, દિવસને દિનમણિ,
તેજના ઓઘથી વધાવે;
દિશદિશે ઝળહળે દેવ! તુજ દીવડા,
ત્હારી જયજયોત ઝળકાવે:
પ્રભો! જયતિ જય-જય, પ્રભો!

પવન પરિમલ વહે અતુલ 'જય' શબ્દના,
પંખીગણ મધુર ગુંજારે;
ગગનને પાટ આ ગહન સોહાવલી
અમર જયમન્ત્ર ઉચ્ચારે:
પ્રભો! જયતિ જય-જય, પ્રભો!

સુજનના અણુઅણુ કેરી કિરણાવલી
રમતી ને ઘૂમતી રસછોળે;
સહુ દિશાકાલ-ઇતિહાસ-શબ્દાવલી
'જય, પ્રભો!' 'જય, પ્રભો!' બોલે:
પ્રભો! જયતિ જય-જય, પ્રભો!

(યોગાદ્રિની શિખરઘટાઓમાં ભગવાન પતંજલિ ધ્યાનસ્થ વિરાજેલા છે. નટી ને સહિયરપરિવાર યોગર્ષિને ફૂલડે વધાવે છે.

પુષ્પના સ્પર્શ ને શોરબકોરથી યોગીન્દ્ર જાગે છે.)

**ભગવાન પતંજલિ**: કેવી અદ્ભુત હતી આજની પ્રાત સન્ધ્યા!
વિશ્વસત્યોના સામટા ઉગ્યા'તા સૂર્ય.
પુષ્પવેલીઓ ને વૃક્ષરાજો ગૂંથાઈને
કુંજનો કુંજઘેરાવ ગોરંભાય છે;
એવી ગુંથાયેલી હતી
સંસારસત્યોની એ જ્યોતિર્માળ.
જ્યોતિર્દેવોના દેવાધિદેવ છે સૂર્યદેવ:
સંસારનું ચક્રવર્તી સત્ય કીયું?
હજી તો નથી લાધ્યું મ્હને
પાતંજલ યોગદર્શનનું એ પરમ સૂત્ર.

(વળી યોગર્ષિ ચિન્તનસમાધિમાં ડૂબે છે. ઘડિયેક પછી સૂત્રધાર પ્રવેશે છે.)

**સૂત્રધાર**: પ્રિયે! પાછળ પડી ગયો હતો:
રસયાત્રામાં સુન્દરીઓ જ સારથી હોય.
આ તો આપણે, કલ્યાણિ!
યોગાદ્રિની વનઘટાઓમાં આવી ચ્હડયાં.
અંહિયાં કય્હાંથી લાધશે નાટકનું વસ્તુ?

**નટી**: બ્રહ્માંડના અણુઅણુમાં છે, નાથ!
અકૂકેકું મહાનાટક:

ને પરમ નાટક તો છે
અદ્‌ભુતવર્ણીલી આ જગતલીલા.
નાથ! ક્ય્હાં શું નહિ જડે
એવું તો વિધિ યે ભાખન્તાં ભૂલે,
એટએટલું ભર્યું છે બ્રહ્માંડપતિએ બ્રહ્માંડભરમાં.
પેલા ભગવાન પતંજલિ વિરાજે:
ચાલો, દર્શને પાવન થઇએ.

(ભગવાન પતંજલિ કને જઇને ચરણુવન્દના કરી દંપતી બેસે છે: ભગવાન ચિન્તનસમાધિમાં નિગ્મ હોય છે.)

**ભગવાન પતંજલિ**: જગતમાં દુ:ખ છે, પાપ છે;
જન્મમૃત્યુની ભેદાવલી છે;
આંગણુ–આંગણુ સ્વર્ગખંડ કોણુ રોપશે?
ક્ય્હારે તૂટશે નરકના દુર્ગોનાં દ્વાર?
મહાસાગરમાં મોજાંઓ રમે છે,
એવાં રમે છે વિશ્વનાં મહાસત્યો
બ્રહ્માંડસાગરની લહરીએ–લહરીએ.
બ્રહ્માંડનું ચક્રવર્તી સત્ય કીયું?
જગતને સુધારવા પૂર્વે
જગતને સ્હમજવું જોઇએ.

**સૂત્રધાર**: સંસાર સ્હમજાવવાના, સાગરની લહેર સમા,
ભાગ્યાતૂટયા આંકડા આલેખીશું.

પણ બ્રહ્માંડનો સાગર, બ્રહ્મર્ષિજી!
અપાર ને અગાધ નથી?

(ભગવાન પતંજલિ નયન ઉઘાડે છે: સૂત્રધારને ને નટીને આનન્દ૦ નર્ષતી આંખડીએ વધાવે છે. દંપતિ પુનરપિ ચરણવન્દના કરે છે, ઉભયને ભગવાન આશીર્વાદ આપે છે.)

**ભગવાન પતંજલિ**: કલ્યાણ હો, ચિરંજીવીઓ!
ખરેખર! બ્રહ્માંડનો મહાસાગર
અપાર ને અગાધ છે
મનુવંશજના બુદ્ધિબાહુથી તરવાને.
દુર્ગમ છે વિશ્વવણંસીનાં વિશ્વગાન,
ને દુસ્તર છે નટવરની નટલીલા.
રસચક્ષુઓ વિશ્વસત્યોને પારખે છે
એટલાં બુદ્ધિચક્ષુઓ પારખતાં નથી.
ત્હમે સજાતીય છો એ નટવરનાં.
ત્રિકાળને આમન્ત્રો, ત્રિલોક ખડા કરો,
આભના પડદાઓ ઢળાવો;
ને ભજવો વિશ્વલીલાનું ભવ્ય નાટક.
લોકલોકના ચિત્રવિચિત્ર પડદાઓ સમું,
કાળકાળના કલાખેલ જેવું,
મેઘમાલા શું એ વિશ્વદર્શન
વિશ્વગીતાને નામે ઉચ્ચારાશે રસજગતમાં.

**નટી**: ઋણી છીએ શુભાશિષોને કાજ.
પણ ભગવાન્! અમે રહ્યાં મનુબાલ.

અમ અલ્પનાં એ સાહસ શાં?
પંખીની પાંખને પીંછે
સાગર પીધા કેટકેટલાક પીવાશે?
ગીતા ગાઈ હતી શ્રી કૃષ્ણચન્દ્રે :
વિશ્વગીતાનાં ગાનારાં અમે કોણ?

ભગવાન પતંજલિ : એ રસેશ્વરનાં ત્હમે રસસન્તાન,
એ નટવરનાં ત્હમે નટબાલ:
ત્હમે યે અમૃત પીધાં છે અમરોનાં.
કમંડલુ જેવડી કે ગગનપથરોતી
પ્રત્યેક રસવાદળીનો વર્ષવાનો છે ધર્મ.
રસર્ષિ કાલિદાસ જન્મશે રસદેશે,
ને અમ્મર થશે એ રસરાજવીની જન્મતિથિથી
કલારસિકોનો તમ રસવંશ.
બુદ્ધિનાં પગથિયાં જ્ય્હાં ન્હોચતાં નથી,
દૃષ્ટાની આંખડી એ ઓળખે—પારખે છે.
બુદ્ધિવાદોથી ધરતી થાકી છે;
હવે વાંછે છે દૃષ્ટાઓના દર્શનસન્દેશ.
સત્ય ને સુંદરતાની બે આંખડીએ
પમાય છે એ પરમ દર્શન.
સત્ય ને સુન્દરતાનાં જ્ય્હાં જ્ય્હાં છે લગ્ન—

નટી: ત્ય્હારે, ભગવન્! એવાં લગ્ન
થાય છે ખરાં—ક્ય્હાંક ક્ય્હાંક?

ભગવાન
પતંજલિ } : ઝાઝેરાંક જગદંપતી સ્હમજતાં નથી
નિજનાં પુણ્યલગ્નનો પુણ્યમહિમા.
બેટા! તું છે સુન્દરતાની મૂર્તિ;
ને મૂર્તિમન્ત સત્ય છે ત્હારા નાથ.
પરમ સાધ્વીને પૂછી જોજો,
પતિ પ્રેમ છે, પત્ની ભક્તિ છે.
ભારતવર્ષનાં ઇતિહાસપુરાણો
છે વિશ્વસત્યોના રત્નાકર;
ને પડેલાં છે વણઅર્થઉકેલેલાં.
એ આર્યશાસ્ત્રોમાં સંચ્યાં છે
સંસારશાસ્ત્રના જગઅખતરાઓ.
જગત્જનતાને સંભળાવજો
સંસારનાં એ સનાતન સત્ય.
ત્હમે નિરનિરાળા પ્રવેશો ભજવો;
રત્નમાળાના એ મણકાઓમાં
ભરીશ હું ભાવએકતા.
પ્રાચીનતા એટલે વર્તમાનની માતા;
ને વર્તમાન એટલે ભાવીનો પિતા.
ભૂત ભાવી ને વર્તમાનની
ચીતરો વિધવિધવર્ણી રસમૂર્તિઓ;
તે ખડા કરો કાળપુરુષને.
અને ઇતિહાસ તો છે
ધરતીની વજ્રકરાડોમાં કોરેલો

માનવઅનુભવનો ગુઢાર્થી મન્ત્રોચ્ચાર.
ઉકેલો એ કાળબોલના મહાઅર્થ,
વિધાત્રીના દુંદુભીના બ્રહ્માંડડંકાઓ.
જૂવો, પૃથ્વીને વધામણે ઉતરેલો
પાછો વળે છે પેલો ગન્ધર્વસંઘ.
શેકું એમને તમારી સહાયતાએ?
ભજવો નટવરની નટલીલા,
વિરાટની ઉછળતી છોળોનાં નર્તન.
ધીરગંભીર, સાગરના ધરતીઓટ સમોવડ,
ઝોલે ચ્હડ્યો છે વિરાટનો હિંડોળો.
ગાવ એ વિરાટહિન્ડોળાનું ગીત.
દુનિયાનો દરિયો ડોલે છે.

નટી ને સૂત્રધાર : વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર;
કે આભને મોભે બાંધ્યા દોર;
વિરાટનો હિન્ડોળો.

પુણ્યપાપ દોર, ને ત્રિલોકનો હિન્ડોળો,
ફરતી ફૂમતડાંની ફોર;
કૂહડીએ-કૂહડીએ વિધિના નિર્માણમન્ત્ર
ટહુકે તારલિયાના મોર:
વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર;
વિરાટનો—

## વિષ્કંભક

### આભને આંગણે પ્રભાત

(ઉગતિ ઉષાનાં આછાં કુંકુમના ફૂવારા પૂર્વમાં ધીરે ધીરે ઉડવા માંડ્યા છે. આથમતી નક્ષત્રમંડળી તગતગે છે, ગ્રહમાળા ઝંખવાતી ઝગે છે, બ્રહ્માંડની મોતીમેખલા સમી મન્દાકિની મન્દ મન્દ હસે છે. ખરતા તારા સરિખડો એક ગન્ધર્વરાજ આભના ઉદરમાંથી ત્‍હાં ઉતરે છે.)

ગન્ધર્વરાજ: ધરતીનાં ધન્ય ભાગ્ય છે આજ.
ભગવાન પતંજલિની આજ્ઞાથી
દેવદેવીઓ મહોત્સવ ઉજવે છે
પૃથ્વીવાસીઓના પૃથ્વીલોકમાં આજ
નટવરની પરમ નટલીલાનો.
તેજપાંખડીઓ સમી સ્વર્ગસુન્દરીઓ—

(ઉડતો ને ગાતો, પૃથ્વીદિશામાંથી વળતો, વિદ્યુતવેલનાં ફૂલડાં સરિખડો, અપ્સરાસંઘ સ્હામેથી આવતો દેખાય છે.)

અપ્સરાસંઘ: અહો! આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.
ઉધ્યાં સૃષ્ટિનાં સૌભાગ્ય!
રૂડા સૂર્યના સોહાગ!
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.

અહો! આજ પૂર્વની અલકો ઉડે વિશ્વમાં;
થાય જગત ઝળકઝળક,
જાણે બ્રહ્મછાંટી ભળક!
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.

અહો! આજ તેજના ફૂવારા ફૂટે ફાગના;
ઉડે છોળ એ અનન્ત,

વન્દે સન્ત ને મહન્તઃ
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.

**એક અપ્સરાઃ** એ તે સૃષ્ટિનાં સૌભાગ્ય?
કે બ્રહ્માંડની અગ્નિઝાળ?

(ગન્ધર્વરાજ ને અપ્સરાસંઘ પરસ્પરને મળે—પિછાને છે, એટલે)

**અપ્સરાસંઘઃ** જય મહેન્દ્ર મહારાજનો.

**ગન્ધર્વરાજઃ** જય સ્વર્ગના સ્વામીનો.

( પરસ્પરને વન્દન વન્દે છે )

**ગન્ધર્વરાજઃ** ક્યહાંથી પધારે છે સ્વર્ગની રૂપપાંખડીઓ?
પૃથ્વીને પ્રકાશિત કરી આવ્યાં?

**એક અપ્સરાઃ** પૃથ્વી ઉપર પડછાયા પથરાયા છે,
ને મનુષ્યલોકે માંડી છે
—હમણાં હમણાં તો હદબેહદની—
પડછાયાઓની મહાપૂજા.
મહેન્દ્રઆજ્ઞાથી ગયાં'તાં અમે
સૌન્દર્યસામગ્રી સમર્પવાને કાજઃ
સત્યલોક ને તેજલોકનાં સંજીવન.
કોના સદ્‌ભાગ્યને વધામણે
આપ ઉતરો છો આભમાંથી?

**ગન્ધર્વરાજઃ** ભગવાન પતંજલિના આદેશથી
પૃથ્વીલોકમાં ભજવાય છે આજ
વિશ્વગીતાનું કાલકલાઓનું નાટક.
આજે છે જનસ્થાનનું મહાપર્વ.
વ્હેલલા પ્રભાતે ગન્ધર્વકુલ

સતીઓનાં તીર્થસ્નાને સંચર્યું 'તું.
ભગવાને સંઘને સહાયતાર્થે રોક્યો.
દેવરાજ આણવાને મ્હને મોકલ્યો'તો.
પૃથ્વીલોકમાંથી પધારો છો,
તો કીધું હશે આજ તીર્થસ્નાન
સીતાઘાટે પુણ્યોદકમાં ?

**બીજી અપ્સરા:** વીસર્યાં અમે તો આજનું મહાપર્વ.
સીતાઘાટનું તીર્થસ્નાન તો
સ્વર્ગવાસીઓને ય પાવનકારી છે.

**ગન્ધર્વરાજ:** શો મ્હેરોડનો પુણ્યોદય આજનો ?
દેહને ધોયો, ઇન્દ્રિયોને ધોઇ,
આતમરામને ન્હવરાવ્યો તીર્થોદકમાં.
ઉગતી ઉષાનાં આ કિરણો ફૂટે છે
એવાં ફૂટી નીકળ્યાં બ્રહ્મકિરણો
અમ અંગોઅંગે ને આત્મામાં.
અજવાળાં—અજવાળાં ઉગ્યાં ત્રિલોકનાં.
ત્હમે યે દેવકુલ છો;
કરો સીતાઘાટનાં તીર્થસ્નાન,
ને સોહાવ અમ સહાયતામાં.
સ્વર્ગની આનન્દવર્ણી સુન્દરતા
ને મનુષ્યલોકની કવિતાને સંગમ
પૃથ્વીલોક આજ ધન્ય થશે.

**અપ્સરારાણી:** અલકા ! જા તું નન્દનવનમાં
આપણા સૌન્દર્યસાજને કાજ.

સ્નાન કરી અમે પરવારીએ
ત્યહાં આવી મળજો દેવભૂમિમાં થઇને.
—ને ચાલો, સહિયરસંઘ! ચલો આપણે
સીતાઘાટના તીર્થસ્નાને.

ગન્ધર્વરાજ: પે—એલી પંચવટી;
યુગયુગનાં પ્રભાતે પ્રભાતે
સારસજોડલાં જય્હાં રમે છે તે.
કાળજૂના જોગી સમોવડ ત્યહાં
ઉભા છે જટાધારી પાંચ વડલા,
પંચેન્દ્રિયોને પાવન કરતા
યજ્ઞદેવતાના જાણે પાંચ યજ્ઞકુંડ
ને વચ્ચે યજ્ઞવેદી સમી આશ્રમકુંજ.
પેલો સીતાઘાટ, ને તીરે રામમન્દિર.
ચરણે વહે છે પુણ્યસ્રોત ગોદાવરી.
સીતાઘાટે તીર્થસ્નાન કરી
પધારજો પછી પૃથ્વીને રંગમંડપે.
જઇને વધાઇ આપું છું આગમનની,
કે સ્વર્ગનું સૌન્દર્ય પધારે છે
પૃથ્વીલોકને રસમંદિરિયે.

(દેવરાજ લેઇને ગન્ધર્વરાજ પૃથ્વીને રંગમંડપે સંચરે છે. અપ્સરાવૃન્દ ગાતું ગાતું સીતાઘાટે તીર્થસ્નાને ઉતરે છે.)

અહો! આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.



## પ્રવેશ ૧ લો
### પંચવટીને પુણ્યતીર્થે

(પંચવટીની પલ્લવગાઢ ને પુષ્પશીતળી ઘટાછાયા વચ્ચેની પર્ણશાળા-ને મુખદ્વારે સીતાવાડીમાં ચંપકવર્ણું હીરનું ચીર પ્હેરેલાં સીતાદેવી ને મૃગચર્મધારી બ્રહ્મચારી લક્ષ્મણજી ઉભાં છે )

**લક્ષ્મણજી:** ત્ય્હારે હું જાઉં છું, પુણ્યમૂર્તિ !

(નયનકિરણોથી ધરતીને ખોતરી રહે છે.)

**સીતાજી:** (વિચારતન્દ્રામાંથી ચમકી-જાગીને)
કય્હાં જશો બ્રહ્મચર્યવર્ચસ્વી ?

**લક્ષ્મણજી:** તપસ્વિનીની આજ્ઞા થઈ છે ત્ય્હાં,
જગત્સહાયકની સહાયતાર્થે:
જે વીરનું બાણ ત્રિલોકને પરોવે છે,
તે મહાવીરની વ્હારે.
(અંગારા ભરી સઘડી સમું મુખારવિન્દ ઝગઝગે છે.)

**સીતાજી:** કોઈ શું કહેતું-પ્રેરતું'તું ?
બાન્ધવે બન્ધુકૃત્યે પધારવાનું જ હોય.
વન છે વિતકસુલભ ને અઘોર.
'હે સીતે!' 'હે લક્ષ્મણ!' 'હે બાન્ધવ!'
હવામાં ઉડતા આવ્યા એ આર્તશબ્દો;
શત્રુના શલ્ય સમા હૈયે વાગ્યા.
મ્હારી આંખડલીમાં તરવરે છે
અનિષ્ટના ઓળાઓ આજ.

લક્ષ્મણજી: એથી જ ન્હોતો જતો હું.
રાઘવચન્દ્ર ભળાવી ગયા છે
'મુજ જીવનલક્ષ્મીનાં જતન કરજે.'

સીતાજી: પંચવટીના પરબ્રહ્મ છે રાઘવચન્દ્ર;
સીતા તો છે એ ચન્દ્રની ચન્દ્રિકા,
એ પુરુષોત્તમની પ્રકૃતિ.
સતીના સંસારનો રસમુગટ છે સ્વામી.
સ્ત્રીના કરતાં, ઓ જિતેન્દ્રિય !
સ્ત્રીના નાથની ન્હેલી રક્ષા હોય.

(તપધારી લક્ષ્મણજી ચરણવન્દના કરે છે.)

સીતાજી: નયનોમાં નિરખશો જ નહિ ?
નયન નાંખ્યાં નથી ઝીલાતાં શું ?

લક્ષ્મણજી: પાછી અયોધ્યાનગરી પેખીશું
ત્ય્હારે નયણાં ભરી નિહાળીશું
પૂર્ણિમા શો પ્રફુલ્લેલો મુખચન્દ્ર.
ત્ય્હાં સૂધી પૂજીશ પદપાંખડીઓને.

સીતાજી: સ્હવારથી થાય છે અપશુકન.
અમંગલ જોઉં છું, અમંગલ ભાખું છું.

લક્ષ્મણજી: મધુરભાષિણી સીતા દેવી
કાળકઠોર બોલ બોલે છે.
આજ અઘોર ક્ષણ ઉગી છે આપણી:

વનવાસ આજથી મંડાણો.
જાઉં છું, વ્રતવિહારિણી!
વનદેવતા રક્ષણહાર હો સહુના.

(ખિન્ન મુદ્રાથી પણ બાણવરસતાં ધનુષ્ય ભણી ભ્રુકુટિએ સિધાવે છે.)

**સીતાજી:** અશુભની? કે શુભની?
શી હશે વનની કથા?

(ચિન્તનાભારે પગલે બ્રહ્મચારી લક્ષ્મણજી પાછા આવે છે.)

**સીતાજી:** જતાં પગ નથી ઉપડતા કે શું?
સ્થિરાત્મા આજ વ્યગ્રચિત્ત દીસો છો કાંઇ?

**લક્ષ્મણજી:** પગ નકારે છે, અન્તર નકારે છે;
સતીની આજ્ઞા પાળવાને એક
જાઉં છું મહાવનની ઝાડીઓમાં.
પર્ણશાળામાં પધારશો સીતાદેવી?

(સીતાજી પુષ્પઉદ્યાનમાંથી પર્ણશાળામાં પધારે છે. પગથિયે પડેલા રામકમંડલુમાંથી લક્ષ્મણજી ઉંબરા ઉપર જલધારા કરે છે, ધનુષ્યછેડાથી મર્યાદરેખ દોરે છે, ઉપર મન્ત્રઅંજલિ છાંટે છે.)

**લક્ષ્મણજી:** રાઘવચન્દ્રની આણની આ છે મર્યાદરેખા;
ઉપર મૂક્યું છે બ્રહ્મચર્યનું મુજ તપોબળ;
ને સ્થાપનમન્ત્ર છે સતીનાં સતીત્વનો.
બ્રહ્માંડભરનું કો યે અનિષ્ટ
ઉલંઘી શકશે નહિ એમને.

ગૃહિણી ગૃહમાં નિશ્ચિન્ત છે સદા.
જવું ગમતું નથી, ત્હો યે જાઉં છું.

( કાંઇક કાંચિદ-કાંઇક માનસિક વન્દના વન્દી બ્રહ્મચર્યવર્ચસ્વી લક્ષ્મણજી સિધાવે છે. કાગના પડદા શી પાછળ વનરાજી ઢળે છે. )

**સીતાજી:** વણદીઠા વાયુથી વન ફડફડે,
એવું ફડફડે છે અત્યહારે મ્હારું હૈયું.

(કાળમીટના શિખર ઉપર સૂર્યતેજના ઓપ સમું સૂક્ષ્મ કાષાય વસ્ત્રધારી, કરમાં કમંડલુ ને દંડ લઇ, વેદોચ્ચાર કરતો એક ત્રિદંડી વનમાંથી આવે છે. જરા આઘે ઉભીને)

**ત્રિદંડી:** भिक्षान्न देहि, રુપમૂર્ત !
સુકેશી ! ચિન્તવો છો તે લાધશે.

**સીતાજી:** સાધુજી ! હું તો ભય ચિન્તવતી હતી.

(દંડીને સહજ કંપવા ફરકી લાગ છે.)

**ત્રિદંડી:** બ્રહ્મવેણ મિથ્યા નહિ થાય.
સાક્ષાત્‌મૂર્તિ ભયે મળશે,
ને ફૂટતા થાળ સમો ફૂટી યે જશે.

**સીતાજી:** અર્ઘ્યપાદ્યાદિ લઇ આવું, સાધુજી !

(સીતાજી પર્ણશાળાના અન્તઃદ્વારમાં પધારે છે.)

**ત્રિદંડી:** સ્વર્ગ ઉતારી જાણે આંગણે આણ્યું.
—સાધુત્વનાં સંબોધન શે ડંખે છે આજ?
પૃથ્વીપૃથ્વીના છે ચન્દ્રમા,

ને અનેક છે વિરાટદેહમાં પૃથ્વીઓ.
સકલ ચન્દ્રમાઓની રુપકલા સમેટીને
સંચી છે આ જ્યોત્સ્નાદેહિનીમાં.
સુણ્યાથી દીઠું વિશેષ છે સદા.
સુવર્ણદ્વિપના રત્નપ્રાસાદોને યે
સૂર્યપ્રભા શી સોહાવે—

(અર્ઘ્ય પાદ્ય ને ભોજન લેઇને સીતા દેવી આવે છે.)

**ત્રિદંડી:** એકલાં જ છો મહાવનમાં?
રુપની પૂર્ણિમા એકાકિની કાં ઉગે?

**સીતાજી:** વનમાં સંચર્યા છે મ્હારા શ્યામ
સુવર્ણમૃગલાની શોધમાં.
આવશે, ને પર્ણશાળા અજવાળશે.
સ્વીકારશો અર્ધ્ય પાદ્ય ને ભોજન?

(અટ્ટહાસ્યે યતિ હસે છે: ઝાડીઓમાં કાળના બોલ શા ભીષણ પડઘા પડે છે.)

**ત્રિદંડી:** પ્રત્યક્ષને છાંડી અશક્યને ભજવા!
આ રૂપલતાને ક્ષણેકે છાંડે
એ નાથ નઠોર નથી!

**સીતાજી:** મા નિન્દો મ્હારા સ્વામીને.
પ્રિયતમાપ્રેર્યા પધાર્યા છે પ્રાણેશ્વર.
મન–કાયા–વચનના સંયમના
ત્રિદંડને લજાવશો મા, યતીશ્વર!

**ત્રિદંડી:** નાથને નયનો નથી દીસતાં;
કે સુવર્ણમૃગ શોધવાને કાજ
છાંડી છે આ સુવર્ણી મૃગાક્ષીને?
શુચિસ્મિતે! જગતને ચંપે
તું તો છો અજબ કો ચંપાનું ફૂલ.

**સીતાજી:** ભટકતા ભમરા પજવે નહિ
ત્હો યે એટલુંય સારૂં.
પણ યતીશ્વર! જીભ લજવાય છે;
કાષાયને નથી શોભતી આ વાણ.

(અદૃશ્યનાં કિરણો ક્યહાંકથી આવી આવીને સીતાદેવીને ગે સ્પર્શી-ડંખી જાય છે.)

**ત્રિદંડી:** દેવિ! વન વધે કે પ્રાસાદ?

**સીતાજી:** જ્યહાં પ્રાણેશ્વર, ત્યહાં સર્વેશ્વર.

**ત્રિદંડી:** માનવીને પંચ છે મહાપ્રાણ,
ને પ્રાણપ્રાણના છે પ્રાણેશ્વર.

**સીતાજી:** વેદોચ્ચારી કાષાયધારીનો
દંડ શરમાય છે, દંડીજી!
લ્યો આ અર્ઘ્ય પાદ્ય ને ભિક્ષા.

(ત્રિદંડી અર્ધ્યપાદ્યાદિ લેવા જાય છે; ઉમરાની મર્યાદરેખ ઓળંગવા હાથ જતાં અદૃશ્ય વીજળીના વજ્રશાલા વાગે છે; કાષાયધારી પાછા પડે છે.)

**ત્રિદંડી:** આદર એ જ છે અર્ઘ્ય ને પાદ્ય.
ભૂખ છે મ્હારે દેહની. છીપાવશો?

**સીતાજીઃ** પરિવ્રાજકને તે નિર્મુખ વળાવાતા હશે ?

**ત્રિદંડીઃ** તો આપો આયુષ્યનાં અન્નોદક.

**સીતાજીઃ** વનવન મ્હોર્યાં છે દંડકારણ્યનાં.
આ છે ફળફૂલના ફલાહાર.
મૃગયાએથી આવશે, મૃગભોગ એ લાવશે.

**ત્રિદંડીઃ** ત્રિદંડીને ભૂખ્યો રાખણહારી છો કોણ ?

(ત્રિદંડીના બોલથી પંચવટીની ઘટાઓ ધ્રૂજે છે. અગમ્ય કો ભયભર્યાં સીતાદેવી રાઘવચન્દ્રની ને તપધારી લક્ષ્મણજીની વાટ નિહાળે છે. કાળના પડદા સમાં નીલવર્ણાં માત્ર મહાવનને આંખડલી નિહાળી રહે છે.)

**ત્રિદંડીઃ** અહાલેક! જાઉં છું ત્ય્હારે ભૂખ્યો જ.

**સીતાજીઃ** અતિથિદેવ! ભૂખ્યા ન જવાય એમ.
અતિથિદેવ નિર્મુખ વળે તો
ગૃહ ને ગૃહિણીને લાંછન લાગે.

**ત્રિદંડીઃ** તો અંહી મૂકો અન્નપાણી.

**સીતાજીઃ** રામભદ્રની આણમર્યાદાની બહાર ?

**ત્રિદંડીઃ** ત્ય્હારે હું જાઉં છું.

**સીતાજીઃ** ઓજનથી જોગેશ્વર મ્હોટા;
ને ઓહઠથી જોગીહઠ મ્હોટી.
જગતમાં તો ડગલે ડગલે છે જોખમ.
ભયવિહોણી ભૂમિ દીઠી નથી કો.

અતિથિદેવ; ને તે ય વળી ત્રિદંડી;
નિર્મુખ કેમ વળાવાય એમને?
સતિયાંને સંકટ શાં?

(મર્યાદરેખ ઓળંગવા જાય છે, ત્ય્હાં સહમા ખમચીને સ્વગત)

આ શું સાંભળું છું?
હવા થરથરે છે? કે આભ?
ભયંકર ભણકારા વાગે છે,
જાણે પ્રલયનો ઘોર;
જાણે સાગરે માઝા મૂકી!

(અન્નજલ મૂકવાને સીતાજી કમળના ડોડલા શા કરછેડલે મર્યાદરેખ ઉલંઘે છે; ત્ય્હાં સહસા, આભમાંથી શકરો બાજ પારાવતજોડલાં ઉપર તલપ મારે એમ, બન્ને હાથેળીઓ ત્રિદંડી ઝીલી લે છે, સીતાદેવીને પર્ણશાળાની બ્હાર ખેંચી લે છે, માયાવી રીતે ત્રિદંડીનો વેશપલટો થાય છે; ને શિખર સમો ભવ્ય, પણ પર્વત સમો કાળો ને કઠોર, સુવર્ણદ્વીપનો રાજરાજેશ્વર મહારાક્ષસ રાવણ ખડો થાય છે. ગર્ધવજોડગો ત્હેનો માયાવી સુવર્ણરથ આંગણામાં ઉતરી ઉભે છે.

વનપલ્લવમાંથી વનદેવતાઓ ભયચકિત થઇ ઉડી જાય છે.

વાતા વાયુ થંભે છે, કંપતા તરુવર થંભે છે, ગોદાવરીનાં નીરે ઘડીક ઘાટથંભ્યાં લાગે છે. સારૂં જગત ભયસ્તબ્ધ ભાસે છે.)

રાવણઃ સુન્દરિ! હું છું રાવણ લંકેશ;
અપમાનાયેલી સુર્પનખાનો વીર.

પૃથ્વીને આભમાં ઉછાળું છું,
સૂર્યચન્દ્રને ઝીલી ગેંદીદાવ ખેલું છું.
ઓ જ્યોત્સ્નાદેહી! મ્હારી સુવર્ણમ્હેલાતો
વાટડી નિરખે છે ત્હારે કાજ.
બ્રહ્માંડ ગાજે છે મુજ પરાક્રમોથી.
શાને પાયો'તો મ્હને મોહ
મિથિલાનગરીના સ્વયંવરસોહાગમાં?
ત્ય્હારથી સ્મરૂં છું ત્હારી મનોમૂર્તિને.

(ફૂલલતાને સંકેલે એમ બે બાહુમાં સીતાદેવીને સંકેલી દશકશ રથમાં વિરાજે છે. પાશપડી નાગણી પેઠમ સીતાદેવીનાં અંગઅંગ તડફડિયાં મારે છે.)

**સીતાજી:** હે પુણ્યપ્રારબ્ધી રાઘવચન્દ્ર!
હે બ્રહ્મવર્ચસ્વી લક્ષ્મણ વીર!
બોલ્યાં ફળ્યાં મ્હારાં પ્રારબ્ધ.
રથ ઉડે છે;–કઇ દિશામાં?
જાઉં છું;–હું ક્ય્હાં જાઉં છું?
અગોચર ગહનતાની કો ગુફામાં,
આભની અણદીઠ કો બખોલમાં.
નેહભીના નાથ! દિલડોલાવન્તા દેવરજી!
ક્ય્હારે થશે આંખડલીના મેળા હવે?
દિશાઓ ડોલે છે, આભ તૂટતાં ભાળું છું.—

(અન્તરિક્ષમાં ઉડતો રથ ગગનની ગહનતામાં અદશ્ય થાય છે.)

---

# પ્રવેશ ૨ જો

## તપસ્વીના શાપ

(તપ અને રસની ભૂમિકા સમું માલિનીતીરનું તપોવન ઝૂકી રહ્યું છે. પુણ્યના ભંડાર સમો મહીં કણ્વાશ્રમ છે. ઉગ્ર તપશ્ચર્યા અને સ્વર્ગસૌન્દર્યની પૂત્રી, સાક્ષાત રસમૂર્તિ સમી જગન્મોહના આશ્રમદ્વારમાં વિરાજેલી છે. પદ્મ ઢળીને પદ્મિનીની વેલે ઝીલાતું હોય તેમ ત્‍હેની કરવેલ ત્‍હેના ઢાળેલા વદનકમળને ઝીલી રહેલી છે. દૃષ્ટિ દિશાઓ પાછળ કાંઇક શોધે છે. હૈયાની કુંજમાંના હૃદયદેવને આરાધતો આત્મન્ પ્રેમમન્દિરમાં પૂરાયેલો છે. ચૈતન્ય હજી સીંચાવાનું હોય એવી, જગતાદર્શ નીવડનારી, પ્‍હેલ્લી જ વિધિઘડી સૌન્દર્યદેહ્નિી વિશ્વમોહિની બાલા ચેતનસૂની, નાથનાઠા હૈયાળી, પ્રતિમા શી જડવત્ બેઠી છે. દેહ તપોવનમાં છે, આત્મપંખી પરદેશમાં છે.

અઘોર તપોવનની ડાળીઓ ઝૂલાવન્તું કો ભવ્ય ભીષણ ગિરિશિખર આવતું હોય એવી પૌરુષકઠોર પણ મહાપ્રતાપી તપોમૂર્તિ ત્‍હાં આવતી દેખાય છે. યજ્ઞકુંડ સમી બે આંખો ઝગારા મારે છેઃ એકમાં તપજ્વાલા છે, બીજીમાં જ્ઞાનજ્વાલા છે. એ ઉગ્ર તપસ્વીને ડગલે ડગલે માલિની વનમાંનો અન્ધકાર એકએક કલા ઓસરે છે.

ધીરમધુરે સ્વરે, મહાનદ દૂરથી બોલતો હોય એમ, આશ્રમદ્વારથી છેટે થંભીને)

**તપસ્વીઃ અહો! એ તો હું આવ્યો છું.**

(માલિનીતીરે હોય તે સાંભળે ને? શૂન્યતાને આરે અથડાઇ એ શબ્દો શૂન્યતામાં ઢળે છે.

હસ્તિનાપુરના રાજમન્દિરોમાં હૃદયનાથને શોધતી–પૂજતી રસદેવી જડવત્–શૂન્યવત્ જ રહે છે.

ધેરે રવે મેઘ ગડગડતો આવે એમ આઘેથી એ બ્રહ્મમેઘની ગર્જના ગાજી ઉઠે છે.)

**તપસ્વી**: અયિ અતિથિઉવેખણુહારિણી !
તું ચિન્તવે જેહ અનન્ય ચિત્તથી,
જાણ્યો ન આ આવી ઉભો તપોધને,
સ્મરાવતાં યે સ્મરશે ન તે ત્હને;
પૂર્વે કર્યું જેમ ભૂલે પ્રમત્ત કો. (કાલિદાસ)

(આભમાંથી કરા વરસે એમ શબ્દો વરસ્યા. ઝડી વરસી વાદળું વળી જાય એમ તપોનિધિ વળી ગયા.

મેઘફાટકાથી ચમકી ઉઠેલી જેવી સ્નેહસાગરપોઢી બાલા ઓરૂંયાકુળી શી ઝબકી જાગી, આત્મમૂર્તિ ઝંખતી ઝંખતી પાછળ દોડી, જટાધારી તપસ્વીને નિરખી પાછી વળે છે. અગમ્ય કો વીજળી માથે પડયા શી, ન સ્હમજતી—ન વીસરતી સમી, માર્ગભૂલી હરિણીશી અમૂંઝણને આરે ઉભે છે.

વનરાજીઓના ઢળેલા પડદા ચીરીને ઉછળતા વૃદ્ધ કાળિયાર સમી છલંગો ભરતા તપસ્વી વિચરતા હતા.

વનમાંથી વનદેવી પ્રત્યક્ષ થાય એમ ઓચિન્તાની એક સુન્દરી આવી માલિનીજલથી પાદપ્રક્ષાલના કરે છે, વનફૂલડે વધાવે છે, માર્ગ રોકી ઉભે છે. પૂરવેગે વહતા તપોનિધિ આરસની પાળ આડી ઉભેલી પેખી થંભે છે.)

**તપસ્વી**: (ધરધંતે ઉગ્ર કંઠે)
વનદેવી છો, કે અપ્સરા ?
કે મૃત્યુલોકની સૌન્દર્યછાયા ?
સૌન્દર્યે અનેકધા છેતર્યું છે સંન્યસ્તને.
કોણ છો રુપકલાપધારિણી તું ?
ને શું વાંછ છ આ તપોવનમાં ?

**સુન્દરી**: સાહેલડી છું, તપોનિધિ !

તપોનિધિની એ રત્નકણિકાની.
અગ્નિઝાળમાં બળતી આ ધરિત્રીખોળે
'તપોધનો સાગર શાન્તિના છે.'

**તપસ્વી:** ત્હારી સહિયર છે એ સલૂણી?
તપોનિધિ બ્રાહ્મણની અવજ્ઞા!
અતિથિ દેવો ભવનો અનાદર!
વેદાજ્ઞાનો લોપ! ગૃહસ્થધર્મનો ઉચ્છેદ!

**સુન્દરી:** સચેત આત્માએ કીધો છે?

**તપસ્વી:** બ્રહ્મજ્યોતની અવહેલના!
પૃથ્વીમ્હાલતું બ્રહ્મવર્ચસ્ છે બ્રાહ્મણત્વ.
બ્રહ્મજ્ઞ બ્રાહ્મણનું જ્હાં બહુમાન નથી,
તે પ્રજા છે વિનાશને પન્થે.
જો પેલી ઉછાંછળી નવયૌવના.

**સુન્દરી:** એનો અપરાધ શો?

**તપસ્વી:** આતિથ્યધર્મની ઉવેખણાઃ
બ્રહ્મવર્ચસ્નું અપમાન.

**સુન્દરી:** તપોધન છો, વિશ્વદૃષ્ટા છોઃ
વિચારો ને ઉચ્ચારો.
પરણિતાનો પ્રથમ ધર્મ કીયો?
આતિથ્ય કે પતિપરાયણતા?

(ગડગડતા મેઘ જેવા તપસ્વી જરાક થંભી જાય છે.)

એ છે પતિપરાયણા તપસ્વિની.
એ–એનો અપરા–આધ શો?
કોણે કીધો? શો કીધો?

તપસ્વીની અવજ્ઞા તપસ્વિનીને હાથે
ને તપોવનની મધ્યે સંભવે ?
એ તો આભકચારીએથી ફૂલ વીણ્યું જાણે !
કોકની ક્હાંક ભૂલ છે.

**તપસ્વી:** એ ભૂલને શિરે વરસજો એ શાપ.
મહર્ષિજી તીર્થયાત્રાએ સંચર્યા છે.
એ ઉન્માદિની યૌવનડોલન્તીને
સ્થાપી છે આશ્રમઅધિષ્ઠાત્રિણી.
અતિથિને કાજ એની કને છે
'એકકે યે આદરનો બોલ ?

**સુન્દરી:** મહાત્મા ! જગતના તપોધન છો,
જ્વાલાથી જગતને બાળવે છો સમર્થ.
અગ્નિ વિના કોનું સામર્થ્ય છે પ્રજાળવાનું ?
પણ નિરખ્યું જ હશેને
સૃષ્ટિના સૂક્ષ્મદૃષ્ટાએ કે
એ બાલા આશ્રમમાં છે ?

**તપસ્વી:** નિરખો, એ બેઠી આશ્રમદ્વારે;
જાણે પ્રાણપ્રતિષ્ઠાવિહોણી
મહાશીલ્પીની આરસકોરી રૂપપ્રતિમા.
જાણે આશ્રમમાં જ નથી એ.

**સુન્દરી:** (બંને પાય ઝાલી ચરણોમાં મસ્તકકમળ મૂકીને)
મહાત્મન્ ! સાચ્ચું ઉચ્ચરો છો,
ને ખોટું આચરો છો.
એ વિચારમૂર્છામાં નથી ?

**તપસ્વી:** (ગંભીર શબ્દે)

તું યે ત્હેની સહિયર છો.
એણે વાણીવ્હેણ નિરોધેલું છે,
તું વાણીવર્ષાને વર્ષાવી રહી છે.
બન્ને ય છો વાક્ઉપાસિનીઓ.

(સિંહ સળકે એમ તપસ્વી જવાને સળકે છે.)

**સુન્દરી:** (સિંહનો યે માર્ગ અવરોધીને)

અમ સ્ત્રીજનનાં હૈયાં
હસશો તો ફૂલડાં શાં પ્રફુલ્લશે,
રૂઠશો તો કુંપળ શાં કમ્પશે,.
શાપશો તો કળી શાં કરમાશે.
–કણ્વપુત્રી તે આપની પુત્રી નહિ?

**તપસ્વી:** જગત્પુત્રીઓ સૌ મુજ પુત્રીઓ છે.

**સુન્દરી:** પ્હેલ્લો જ છે પુત્રીનો આ અપરાધ.

નદીનાં પૂર ચ્હડે ને ઓસરે;
ન છલકાય, ન સૂકાય–એ તો મહેરામણ.
સાચ્ચે જ એ આશ્રમમાં નથી.
આશ્રમમાં નથી એ આદર દે?
મૂર્છાઢળેલી આતિથ્ય આચરે?
આશ્રમમાં નથી એને શાપશો?
ધરિત્રી તુલ્ય છે એ ક્ષમાધારિણી.
સંચાય એટલો સંચજો શિરે વિધિભાર.
તપોદૃષ્ટિથી નિરખિયે, મહાત્મન્!
નિરખિયે, ને યદચ્છા આચરિયે.

(અધક્ષણેક તપસ્વી અંતરમાં ઉતરે છે. વદને ભમૂકતી સુવર્ણજ્વાલા ધીરે ધીરે ચન્દ્રચન્દ્રની સમી કુમળી પડે છે.)

**તપસ્વી:** (જાગીને)

તું સાચ્ચી છો, સુન્દરી ?
એ છે સાક્ષાત્ ક્ષમામૂર્તિ.
વાંછે તે માગી લે હવે.

**સુન્દરી:** જગતમાં ન્યાય છે, કે નથી ?
મહાતપસ્વીઓનાં હૈયાંમાં યે ?
હું ન્યાય માગું છું, તપોનિધિ !
એનો અપરાધ શો ?
આશ્રમદ્વારે છાંડયું છે એણે ?
તપસ્વીના તપોવનમાં યે
આ અપરાધ ને આ શાપ !
ધરતી રસાતાળ જશે.
શાપ નિવારતા જાવ સખીનો.

**તપસ્વી:** (વિરલ સ્મિત ફરકાવતા ઉદારતાથી)
તુજ સમી સહિયર સહુને મળજો.
જા; જગતની ભૂષણ એ
આભૂષણ કો દાખવશે,
એટલે શાપ આપોઆપ ઉતરશે.

**સુન્દરી:** નરસિંહની સિંહગર્જનાથી
બીજી સખી તો ડોકરાઈ,
ને ઢોળાઇ ફૂલછલકન્તી ફૂલછાબ.
આટલી યે આવી હું અગ્નિ કને,

યજ્ઞઅગ્નિની શ્રદ્ધાળુ સેવિકા છું તેથી.
મહાત્મન્! એનો અપરાધ શો?
એ શકુન્તલાને શાને શાપી?
ધરિત્રી સરિખડી ક્ષમામૂર્તિને
શાપ નિવારીને જાવ.

**તપસ્વી:** (ફૂલ વરસતી હસતી આંખે, પણ પરુષકંઠે)
મિથ્યા નહિ થાય તપોધનનાં શબ્દબાણ.

(વસંત વાગે હિમાદ્રિને થાય કે પોતે ઓગળી પડશે–ઓગળી પડશે, એમ 'આતમદઢતા પીગળી જશે–પીગળી જશે' એવા સુકોમળતાના ઓળાઝંખાતા જેવા, કરુણાભાવકમ્પ્યા તપસ્વી, વાયુવંટોળને વેગે, યજ્ઞઅગ્નિની ઉગ્ર મુદ્રાવન્તા, સહસા મહાવનોમાં અલોપ થાય છે.)

**સુન્દરી:** (વિશ્વદેવતાને ફરિયાદ કરતી કરતી)
એનો અપરાધ શો?
આશ્રમમાં નથી એને શાપી?
પતિપરાયણા વિરહિણીને શાપી?
પ્રેમપંખીણીને શાપી?
'ન્યાય' 'ન્યાય' પોકારે છે પૃથ્વી.
ન્યાયનેમ તપોવનમાં યે નથી હવે?
તપસ્વીઓ જ મહાદુર્વાસા નીવડયા.
વિશ્વંભર! ન્યાય હશે એક ત્હારે દરબાર.
જલસૂના સરોવર સમો
સંસાર તો ન્યાયસૂનો છે
આજની અગ્નિઝરતી આ ગ્રીષ્મઝાળમાં.

## પ્રવેશ ૩ જો

### ધનુષ્યપૂજા

(મથુરા નગરીના નગરચોક વચ્ચે રત્નજડિત સુવર્ણસિંહાસને દેવને સ્થાને કંસરાયનાં ધનુષ્યબાણુ પધરાવેલાં છે; યમદૂત સમા વિકાળ ટોપકવચધારી સેનાનીઓ, પૂજારી સમા, ફરતા ઉભા છે. ફૂલની છાબો, કુંકુમચન્દનના કટોરા, ષોડશ શિખાળી આરતીઃ એમ પૂજનસામગ્રી સન્મુખ સંગ્રહેલી છે. બે સેનાનીઓના હાથમાં ઘંટા છે. રાજધનુષ્યની પાછળ ધ્વજધારી ધ્વજનાયક. પ્રચંડ નેત્ર ચમકાવતા વ્યાઘ્ર સમો, ખડો છે.

વિશાળ નગરચોક જનતાસૂનો છે; રાજમાર્ગે કોઇકની જ પગલીઓ પડેલી પેખાય છે.

અજાણ્યો એક પરદેશી એ માર્ગે નીકળે છે.)

**સેનાનીઃ** પધારો, ને પૂજા કરતા જાવ.

**પરદેશીઃ** હું તો ભૂલો પડયો છું આ પુરમાં.
માર્ગ દાખવશો?

**સેનાનીઃ** માર્ગ દાખવવાને જ ઉભા છીએ.
કરો પૂજા.

**પરદેશીઃ** શેની પૂજા કરૂં? દેવ કય્હાં છે?

**ધ્વજનાયકઃ** દુનિયાનું પરમ દૈવત
વેદીએ વિરાજે છે આ,
મહીતલના મહેન્દ્ર કંસરાયનું મહાધનુષ્ય.
કંસરાય છે મથુરા નગરીના પરબ્રહ્મ.
કરો ધનુષ્યપૂજા.

**પરદેશી:** હું તો ભૂલો પડ્યો છું.
રાજગ્રહનો હું તો જમનાતીરે–
**સેનાની:** પધારો, ને પૂજા કરતા જાવ.
**પરદેશી:** પૂજાનો કરનારો આવશે કોક.
**ધ્વજનાયક:** ન પૂજનારો સિધાવશે અત્યહારે જ.

(કૃપાણુને એક ઝગકારે મનુષ્યનું મસ્તક રાજધનુષ્યની વેદીના ચરણુમાં પડે છે, રૂધિરછાંટણે મહાધનુષ્યને વધાવે છે)

**ધ્વજનાયક:** શુકન તો સારા થયા.
ધનુષ્યને રૂધિરનાં જ પૂજન હોય.

(એક સેનાની એક નગરજનના હાથ બાંધી લેઇ આવે છે.)

**સેનાની:** મહારાજ! આ નગરશેઠના પાટવી.
**ધ્વજનાયક:** લક્ષ્મીપુત્ર! જમનાજળ છે અઘોર,
ને આપની નૌકાઓ છે લક્ષ્મીભરી.
લક્ષ્મીજી જલમાં શોભે કે આરે?
**લક્ષ્મીપુત્ર:** મ્હારી ના કય્હાં છે? મહારાજ!
ધનુષ્યપૂજા એ જ છે સાચ્ચી દેવપૂજા.
ધનુષ્ય એ જ જગતનું પરમ દૈવત.
**ધ્વજનાયક:** ચાકરમાં ચાકર જેટલી બુદ્ધિ.
ચાકરમાં બુદ્ધિ હોય
તો ચાકર શેઠ ન થાય!
લક્ષ્મીપુત્રના હાથ બન્ધાતા હશે?
પધારો, પૂજા કરો.

(ધ્રૂજતે હાથે લક્ષ્મીપુત્ર રાજધનુષ્યને અક્ષતકુંકુમ ચન્દન ચ્હડાવે છે; પુષ્પમાળા પ્રથમ અવળી આરોપી પછી સવળી ધરાવે છે. ધ્વજ-

નાયકના ધ્વજદંડને એ વધાવે છે. પછી સોળે શિખાઓ પ્રગટાવી આરતી ઉતારે છે, ધનુષ્યની ને ધ્વજનાયકની. બે સેનાનીઓ ઘંટા વગાડે છે. નગરીની શેરીઓ એ ઘંટારવથી ગાજી રહે છે.

પૂજા પુરી થયે ધ્વજનાયક લક્ષ્મીપુત્રને નગરશેઠાઇની શાલ ઓઢાડે છે, વિદાય દે છે.

રાજવસ્ત્રો પ્હેરેલા, ફૂલડાંનાં છેલછોગલાં મૂકેલાં, મદઝરતા વનમાતંગ સરિખડા, કૃષ્ણજી ને બળદેવજી, આષાઢી મેઘ સમોવડા, ગોપસખાના પરિવાર સંગાથે જગન્મોહિની બંસી વાતા પધારે છે.

નગરચોક વચ્ચે ઉભી કૃષ્ણજી એક મહોન્મત્ત ગત છેડે છે, સખામંડળી એ બંસીનાદે ડાંડિયારાસ લે છે. કેટલાક સેનાનીઓ મોહનિદ્રામાં ડૂબે છે. વર્જ્યનો સંઘ પછી મારગડે પડે છે.)

**ધ્વજનાયકઃ** ઓ વનઘેરૈયાઓ ! વન્દતા જાવ
મહારાજ કંસરાયના રાજધનુષ્યને.

(વ્રજનો ગોપસંઘ ચાલ્યે રાખે છે.)

**ધ્વજનાયકઃ** આ છે કાળનું આગણું.
મૃત્યુને આંગણે રમતાં ભૂલો મા.
સાંભળ્યું ? કયહાં સંચરો છો ?

**કૃષ્ણચંદ્રઃ** મહામહોત્સવને રંગઅખાડે.
ના, ભુલતા નથી અમે.
ખેલિયે છીએ જીવનમૃત્યુના મહાખેલ.

(નગારે ડંકા પડે એમ ધ્વજનાયકને હૈયે એ શબ્દડંકા પડે છે.)

**ધ્વજનાયકઃ** વન્દન વન્દો આ ચક્રવર્તીત્વને.

**એક ગોપઃ** ઓ કરહણજી ! ઇ ચકકર કેને કિયે ?
વ્હલોણાનો રવૈયો કે ગોળી ?

કૃષ્ણચન્દ્રઃ સારો સંસાર છે ગોળી,
ને રાજવી છે રવૈયોઃ
નેતરાં છે નરનારને હાથઃ
રાજ્યરાજ્યનું એ રાજવ્હલોણું.
વ્હલોવે છે સહુ મહાપ્રજાઓ
એ વિષઅમૃતનાં મહીડાં.
પૂજનીય છે સદા ધર્મરક્ષન્તાં રાજધનુષ્ય.
આ તો છે પડછાયાની પૂજા.
નગરચોકને સિંહાસને ન્યાયસભા શોભે;
ધનુષ્ય શોભે રણસંગ્રામને સિંહાસન.

દ્વારજનાયકઃ ઓ ધાબળિયાળા જુવાનડા!
વન્દના વન્દતો જા રાજધનુષ્યને.

એક ગોપઃ ઇ તો સે અમ્મર જુવાનડોઃ
વનના વાઘે એને વશ વર્તે.
ઇ તો સે આગનનો અંગારો.

દ્વારજનાયકઃ ઓળખો છો મહારાજ કંસરાયને?
કંસરાયની આણને પિછાનો છો?

કૃષ્ણચંદ્રઃ કંસરાયને પ્રીછું છું, દ્વારજનાયક!
કંસરાયની આણને ઓળખતો નથી.
અમે ઓળખિયે એક ધર્મની પાજ.
નહિતર વનના વાયુ સમોવડા
વ્રજવાસીઓ છીએ અમે નિર્બન્ધ.
વીજળીને ઝાલવા ગયા'તા કંસરાયઃ

વીજવેલને ઝાલી એવા ઝલાય વ્રજવાસીઓ.

(ધ્વજાપતાકા સમો ધ્વજનાયક ધ્રૂજે છે. પણ કવચટોપ ન લજવાય એવો વીરત્વદંભ રાખીને)

**ધ્વજનાયકઃ** કેટલાક છો વ્રજમાં વ્યાઘ્ર?

**એક ગોપઃ** મથુરામાં કેટલાક છે કંસરાય?

આભમાં કેટલાક છે સૂરજ?

વ્રજમાં એક તો છે જગઅળવીતરો.

**ધ્વજનાયકઃ** વનના ઓ વનેરુઓ!

પાધરા પૂજા કરો નગરનાથની

**કૃષ્ણચંદ્રઃ** નગરનાથ હશે તો નૃપાલ હશે.

નૃપાલને તો પૂજીશું અમે.

નૃપાલ છે મહીતલના ધર્મગોપાલ.

દાખવો મથુરાના નૃપાલને.

(રત્નસિંહાસનની સમીપે સંચરે છે. ક્ષણેક કંસધનુષ્યને નિહાળીને)

આ નૃપાલ—નગરનાથ મથુરાના?

**ધ્વજનાયકઃ** પૂજા કરો નગરનાથની.

કંસરાય છે મથુરાનગરીના પરબ્રહ્મ.

(ક્ષણેક એક હાથ કુંકુમચન્દનના થાળ ભણી ને બીજો હાથ પુષ્પમાળાઓની ફૂલછાબ ભણી વળે છે, ત્ય્હાં જ કાચબાના અંગની પેઠે બંને હાથ કૃષ્ણચંદ્ર સંકેલી લે છે. પછી નાગની ફણા સરિખડા રત્નવેદી ઉપર એ કર ધસમસતા ધપે છે, સોનાશીંગડિયાળા રાજધનુષ્યને ઉપાડે છે, હીરાજડ્યા બાણને ઝડપે છે.)

**દ્વજનાયકઃ** નહિ ઉચકાય એ ધનુષ્યભાર.

**એક ગોપઃ** એ આંગળીએ ગોવર્ધન તોળ્યો'તો,

ઇને ડાંખળીના આ ભાર શા?

(ધનુષ્યટંકાર કરે છે, નગરીના ઘરઘરમાં એ ધનુષ્યટંકાર ગાજે છે.)

**કૃષ્ણચન્દ્રઃ** પરબ્રહ્મ છે એક ને અદ્વિતીય.
સૂર્ય સમાં અજવાળાં વર્ષણહાર
પ્રજાપાલને પૂજશે સદા પ્રજાજન.

( ધનુષ્ય ચ્હડાવે છે, બાણ સાંધે છે, આભના થંભ શા ઉભી ધનુર્જ્યા ખેંચે છે.

પુજાસામગ્રી લેઈને મહારાજ કંસરાયને રાજ મહેલે વિચરતી, કીર્તિ સમી પ્રતાપી ને રૂપ સમી જાદુગરી, એક ચંદ્રાનના દાસી આવે છે.)

**કૃષ્ણચન્દ્રઃ** ધર્મમંત્ર પૂરી બાણ ચ્હડાવું છું;
અધર્મ કોડીલું હશે તો
ધનુષ્ય ધર્મમન્ત્ર નહિ ઝીલે.
મેઘ વર્ષે એ મહેન્દ્ર
આ તો છે મહેન્દ્રના પડછાયા,
આ તો છે વજ્રનો આભાસ.
સત્ત્વ સ્થાયી છે, પડછાયા પળના છે.

( બાણ છોડે છે, ધનુષ્ય મોડે છે. નમતા પ્હોરે યે બ્રહ્માંડભરમાં વીજળી સમા ઝબકારા ઝગમગતુ બાણ આભની ઝાડીઓમાં સમાય છે. એ વીજઝબકારો હૈયે વાગ્યે સેનાનાઓ ભયમૂર્છામાં પડે છે. નગરમાં શોરબકોર ગર્જે છે.)

**ચન્દ્રાનનાઃ** ધન્ય છે વીરના વિરત્વને.
જોબનરંગીલા છો, બ્રહ્મકુમાર!
બ્રહ્માંડને બાથ ભીડો એવા છો.

**કૃષ્ણચંદ્રઃ** ચન્દ્રાનને! મુખચન્દનીથી
સુન્દર નગરને યે સુન્દર કરો છો.—

**ચંદ્રાનનાઃ** (પુજનછાબમાંની પુજાસામગ્રી દાખવીને)

આ છે મહારાજ કંસરાયની પૂજાસામગ્રી.
પરાક્રમદર્શને મોહી છું,
પ્રાણ ઓવારૂં છું, બ્રહ્મકુમાર!
રાજપૂજાની સામગ્રીથી
રસરાજને વધાવું છું: સ્વીકારશો?

(ઉત્તમાંગે ને વક્ષસ્થલે ચન્દન ચર્ચે છે, કુંકુમતિલક કરી અક્ષતે વધાવે છે, વૈજયન્તી પુષ્પમાળ ધરાવે છે, માથે દેવપુષ્પનો મુગટ પ્હેરાવે છે. કેસરીઆળા સરિખડા કૃષ્ણચંદ્ર સોહાય છે. પાયે પડી ચરણરજ લેઇ ચન્દ્રાનના નિજ નયને આંજે છે.)

**કૃષ્ણચન્દ્ર:** કોણ છો? શી કામના છે?

**ચન્દ્રાનના:** વીરના ધર્મવીરત્વને
હું તો છું ચન્દન ચર્ચનારી.
વીરને ઓવારણે આવી છું.

**કૃષ્ણચન્દ્ર:** અંગનો આવડેરોક ત્રિભંગ કાંઇ?

**ચન્દ્રાનના:** (ચન્દની શું સ્મિત ફરકાવીને)
વીરના ત્રિભંગની એ તો છે છબિ.
પાવન કરશો મહાવીર રંકનો આવાસ?
જમનાને આરે રૂપવાડીમાં છે.
સજન! ત્હારે નયનન નાચે મોર.
નયનન નાચે મોર,
સજન! ત્હારે નયનન નાચે મોર.
કીકીમંડળથી પ્રગટે કિરણપ્રભ;
જગ છાયાં ઘનઘોર:
સજન! ત્હારે નયનન નાચે મોર.

વીંધી કાળજની કોરઃ
સજન ! ત્હારે નયનન નાચે મોર.

કૃષ્ણચન્દ્રઃ નથી ઉગ્યું હજી એ ચોઘડિયું.
અવની ભરી ઉડે છે હજી
અધર્મના ઓળાઃ એ ધોવાના છે.
પાપના પડછન્દા ગાજે છે
પ્રજામાં ને પ્રાસાદોમાં;
પરમ દૈવત સમાં પુણ્યઝરણાં
સન્તાયાં છે ગુફાગહ્વરમાં.
સારી નગરીનો મોહમોરલો
નાચે છે ત્હમારે નેણલે.
કામણગારા છે એના મૂક ટહુકાર.
પણ એથી યે જગન્મોહન છે અત્યહારે તો
મ્હારા ગોપસંઘનો મોરલીનાદ.

ચન્દ્રાનનાઃ (પાલવપાંખડી પાથરતી)
કાંઇક તો આશ્વાસન આપતા જાવ.

કૃષ્ણચંદ્રઃ આવીશ, રૂપવાડીએ યે આવીશઃ
રસેશ્વરની રસવેલનો પરિમલ તે રૂપ.
અત્યહારે તો મુહુર્ત છે
મહામહોત્સવના રંગઅખાડાનું.
મહાવનના મ્હારા વનવીરો !
ગજાવો વ્રજનો બંસીબોલ.
મથુરા નગરીની મ્હેલાતોમાં
વરસો વ્રજની વનઝડીઓ.

(ગોપસંઘ બંસી વાય છે. કૃષ્ણચંદ્રને ચંદ્રાનના ચન્દનછાંટણે વધાવે છે. પદ્મની પાંખડીઓ શા ફણાઓ ઉપર નિજના દેવફણાઓ ચાંપીને, બન્ને કરકિરણોમાં, ગગનદેવતાની પ્રાચીઅંગુલિઓ ચન્દ્રમાને ઉપાડે છે એમ, ચન્દ્રાનનાના મુખચન્દ્રને ઉપાડી, ત્રિભંગને મોડી, સરવના સોટા શી દેહલતા સિદ્ધી કરે છે. ચન્દ્રાનનાનો વિરૂપવંકાતો ત્રિભંગ અલોપ થાય છે. મેઘમાં ચંદ્રમા ને ચંદ્રમામાં શામળી અંગછાયાઃ એમ પરસ્પરના અંગોમાં અન્યોન્યની છાયાઓ સમાઇ હસી રહે છે.

પછી ઘેરા ઘેરા વ્રજના વેણુનાદે મથુરા નગરીની સ્હાંજના પડતા પડછાયાઓને કમ્પાવતું કમ્પાવતું ગોપવૃન્દ મલ્લમહોત્સવે સંચરે છે.

દેવઅંબાડી ધરન્તા શામળા માતંગરાજના સમોવડો વચ્ચે મલપતો અમ્મર જુવાનડો મહાલતો હોય છે.

દૃષ્ટિમર્યાદ ઉલંઘતાં સુધી ચંદ્રાનના ફૂબજા રસઝરતી આંખડીએ પાછળ નિહાળી રહે છે, અમૃતના આશીર્વાદ વરસાવી રહે છે.)

**ચન્દ્રાનનાઃ** જગતનો હૈયાઠારણુપધાર્યો
બ્રહ્માંડનો એ અમ્મર જુવાનડો.

( નર્તકી શા અંગહિન્ડોલે નાચતી—ગાતી સિધાવે છે. )

નયનન નાચે મોર,
સજન! ત્હારે નયનન નાચે મોર.
જગ છાયાં ઘનઘોરઃ
સજન! ત્હારે નયનન નાચે મોર.
સજન! ત્હારે નયનન—



## પ્રવેશ ૪ થો

### અન્ધકારના ઓળાઓ

(વિશ્વઅન્ધકારનાં ઉદરમાંથી એક ભૂત આવે છે.)

ભૂતઃ જગત એટલે આત્માની જંજીરો.
આત્માની જંજીરો કોણે ઘડી?
વીજળીનાં પાંખપીંછાંને કોણે બાંધ્યાં?
આત્માને ભાખે છે સ્વતન્ત્ર ને નિજાનન્દી.
સ્વતન્ત્રને પરતન્ત્રતામાં કોણે જકડયો?
આત્મન્ ને પરમાત્મન્
છે સજાતીય ને ચેતનસખા.
દિશાકાળના ચોકે છે સાંકડા
એમનાં રમણઘૂમણને કાજ.
બ્રહ્માએ સરજ્યું ને ફેંક્યું બ્રહ્માંડ
નિઃસીમની વાડીઓમાં વિહરવાને.
આભના પડદાઓ કોણે ઢાળ્યા?
નિઃસીમને સીમાઓ કોણે માંડી?
દેવપંખીને પીંજરે કોણે પૂર્યો?
માનવી–માનવીને પડછાયા છે.
પાપના પડછાયાવિહોણું
મનુવંશજ નથી શું કોઇકે?
પડછાયાને પૂજે નહિ, પડછાયાથી ભડકે નહિ,
નથી એવો કો મૃત્યુલોકને માંડવડે?

પૃથ્વીલોકમાં પડછાયા
ન હોય એક શું દેવને જ?
પૃથ્વીનો સૂર્ય એટલે ચે,
મધ્યાહ્નને પણ, પ્રકાશ ને પડછાયા.
દિનમણિને ઉગ્યે બાંધ્યો
ને આથમ્યે ચે બાંધ્યો
સન્ધિકાના અન્ધકારસળિયાઓએ.
નિર્માણનાં માર્ગનિશાન કોણે માંડ્યાં?
આત્મન્ છે સ્વતન્ત્ર ને નિજાનન્દી;
તો પ્રારબ્ધસીમની સીમરેખા શાં
આ ગેબનાં ઝુંડ કોણે સ્થાપ્યાં?

(વિશ્વઅન્ધકારમાંથી ચાંડાલણીવેશે બીજું ભૂત પ્રગટે છે.)

**ચાંડાલણીનું ભૂત** : અજામિલ! મ્હેં—ત્હારી પ્રારબ્ધવિધાત્રીએ.

**અજામિલનું ભૂત** : (ભૂત ચમકી કમ્પે છે. કંપારી વિરામ્યે)
નિરવધિ ભાખ્યાં છે દિશાઓનાં મહાવન,
અસીમ કહે છે કાળનાં આભને.
ભૂગોળખગોળના પરીઘ કોણે દોર્યા?
વસન્તમાં ફૂલડાં પ્રફુલ્લે,
અસંખ્ય તારલે મ્હોર્યો છે એમ ખગોલ.
જગતે શું નવા શીખવાના છે પાઠ કે
'અસંખ્ય એટલે અસીમ નહિ?'

કોટીકિરણીમાંથી ઉડે છે કિરણાવલી,
એટએટલાં ઉડે કિરણ આંખડલીમાંથી,
ત્‍હો યે એને છે સીમાબન્ધ.
બ્રહ્માંડને લતામંડપે
અસંખ્ય પ્રગટી છે પલ્લવપાંખડીઓ:
પણ અને યે છે અવધિ.
ઉત્તરે વળો, દક્ષિણે પળો,
કોઇ યે દિશામાં પગલાં માંડો,
દિશાઓને છેડા છે;
બ્રહ્માંડને આરા છે.
સ્‍હામા આવીને ઉભે છે
સુરના કે અસુરના અણઉતાર કો ઘાટ.
વિરાટને યે મહામાયાના છે વાઘા.
કોણે ઓઢાડી પરબ્રહ્મને એ આંગલીઓ?

ચાંડાલણીનું ભૂત : જોગન્દરની જોગમાયાએ.
જો, નખરે નાચે છે એ મહાનટડી.

અજામિલનું ભૂત : ક્‍યહાં હશે એ પરમ પ્રદેશ,
જ્‍યહાં આંખડલીને સીમા નથી?
કિયા ગોરે ગૂંથ્યા છે આ
આભધરતીની ચુંદડીઓના છેડલાને?
બ્રહ્માંડ પરબ્રહ્મ સરજ્યું છે?
કે પરદુઃખે આનન્દતા કો કા–પુરુષે?

આત્મકંઠે બાંધી છે જીંદગીની શિલાઓ,
ને કહે છે 'ઉડજે અનન્તમાં.'
સોનાની, ત્હો યે જંજીરો છે;
મોતીની, ત્હો યે મેખલા છે;
રતનજડયાં, ત્હો યે ઝાંઝર છે.
તોડું છું આત્માની જંજીરોને,
ને તોડી-વિછોડી ઉશેટી દઉં છું
સર્પની કાંચળી સમી.
જગત એટલે શું ?

**ચાંડાલણીનું ભૂત** : જગત એટલે બ્રહ્મવિલાસ.
થાય તો કરઃ કરવા જેવો છે
દેહનો એ ત્વચાબદલોઃ
ઇન્દ્રિયોને ઉતાર દેહદેશોથી.
ર્‌હેલ્લાં ઉખેડીને ઉશેટી દે, અજામિલ !
હૈયાવાસી આ ચાંડાલિણીને.
પાછાં વાળ એનાં કટાક્ષબાણ.
જાળાંડાંખળાં છેદ્યે, મ્હોર ખેરવ્યે
નહિ મટે વિષની વેલનાં મૂળ.

**અજામિલનું ભૂત** : યોગીન્દ્રને સમાધિમાં સોંધ્યો,
ગુફાદ્વારે માંડયા હિમાલય,
ને જોગીને કહ્યું 'ઉઘાડ ને ઉડ.'
ઓ સન્તાકૂકડી રમન્તા પરમાત્મન્!
આત્મા સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર ?

લઇ જજે આ પ્રશ્નાવલિ, ઓ ગેબ!
પરબ્રહ્મના સિંહાસનપદમાં,
ને પૂછજે પૃથ્વીનાં પાપીઓની વતી
ભરેલી બ્રહ્મસભાની વચ્ચોવચ્ચ
કે કોણે ઘડી છે આત્માની આ જંજીરો?
કોણે લાધ્યા છે ડુંગરિયા
માનવપંખીની પાંખપાંખને પી છેપીં છે?

ચાંડાલિણીનું ભૂત : મ્હેં: યોગમાયાએ
ને યોગમાયાની કુંવરીઓએ.
અજામિલ! મ્હને ત્યાગી શક છ?
તજી શકે તો ત્યાગી જો:
ઉઘડી જશે અનન્તની ભીડેલી ભોગળો.

અજામિલનું ભૂત : મહાસમર્થ માનવીની
એક ને અખંડ એ અસમર્થતા.
માનવીમાનવીનાં જીવનમાં
અકકેક છે ચાંડાલિણી.
વિષમ છે નિવારવી એને;
કપરી છે પાંગરેલી છાંટવી
ઇન્દ્રિયોની એ અતિશયતા.
બ્રહ્માંડવાટિકાનાં બન્યાં છે આજ
હા! વણવેડાયેલાં મહાવન.

પૃથ્વી ! પડછન્દો પાડ કે
પાપ એટલે શું ?

**આકાશવાણી:** એ ચાંડાલિણીનાં લક્ષ્મીજી સરજાય
તો માનવીનાં સિંહાસન મંડાવું
પરબ્રહ્મને પડખે.

**અજામિલનું ભૂત** : એ તો દીધાં અશકયનાં આમન્ત્રણ.

**આકાશવાણી:** અજાણ્યાં છે આતમબલનાં અવધાન
પૃથ્વીનાં પરીઘવાસીઓને.
ઉડીને જો કે કેટલુંક ઉડાય છે.

**અજામિલનું ભૂત** : આદરું છું ત્યહારે એ આતમયાત્રા.

(વિરમતા ઘોષ સમી આકાશવાણી વિરમે છે. ચાંડાલિણીનું ભૂત ભડકો થઇ હોલવાઇ જાય છે. અજામિલનું ભૂત અન્તરિક્ષના દોર ઝાલી ગહનતાનાં પગથિયાં ચ્હડે છે. ચ્હડતાં ચ્હડતાં)

અભેદ્ય છે બ્રહ્માંડદુર્ગની દિવાલો.
માયાનટડી એક નાચતી રે,
મ્હોટો ઘાઘરનો ઘેર રે;
(સ્નેહમુદ્રામાંથી)
એ રે ઘેરે લખ્યાં પૂતળાં,
એમાં અમૃત ને ઝેર રે:
મીઠા મહેરામણનાં માનવી !



# પ્રવેશ ૫ મો

## ભ્રન્તગોત્રનાં લક્ષ્યાંક

(વૈભવસજ્જ પણ ચેતનઝાંખી હસ્તિનાપુરની રાજસભામાં દુર્યોધન સિંહાસને છે. સમાનાસને એક પાંખે પિતામહ ભીષ્મ ને વિદુરજી ને બીજી પાંખે દ્રોણગુરુ ને કૃપાચાર્ય વિરાજ્યા છે. દ્રોણ ગુરુના ચરણમાં દુર્યોધનની પાપપ્રેરણારૂપ કર્ણરાજ ને ગાન્ધારકુમાર શકુની બેઠેલા છે: પિતામહના ચરણમાં, સાયંકાળના સૂર્યમુખી સરિખડા, ખિન્ન-મુદ્રાળા પાંડવોનું પંચાયતન વિરાજેલું છે. રાજસભાની વચ્ચે દ્યૂતનાં દાવ સોગઠાં ને પાસા પડેલા છે.

જાણે કાંઇક ઉલ્કાપાત થઇ ગયો હોય, સભામંડળ એવું મન્દ-ઉત્સાહી છે.)

**કર્ણરાજ:** રાજસભા એટલેજ પાસાની રમત.

**શકુની:** ને બ્રહ્માંડ એટલે યે પાસાના ખેલ.

**દુર્યોધન:** માનવભાવી કોણ ઘડે છે ત્યહારે?
આચાર્યદેવ!

**દ્રોણ ગુરૂ:** વિધાતાના પાસા.

**કર્ણરાજ:** કુદરત નથી નાંખતી કોક પાસો?

**પિતામહ:** પ્રકૃતિનો નાંખેલો પાસો તો
પરબ્રહ્મે નથી ઉથાપી શકતા.
મનુષ્યને સાંપડી ક્યહાંથી
દ્યૂત ન રમવા–રમવાની
સુબુદ્ધિદુર્બુદ્ધિની સદસદ્ભાવના?
ને કોણે ઘડયાં, રાજવી!
જગત્પાસાના યે નિયમનો?

**દુર્યોધનઃ** પિતામહ ક્‌ય્‌હારેક જ બોલે છે;
પણ બોલે છે ત્‌ય્‌હારે જાણે
બોલે બોલે બ્રહ્માંડને ધ્રૂજાવે છે.
અમ ન્‌હાનડિયાંની વાતોના
પિતામહ તો દ્દષ્ટા જ સારા:
પરબ્રહ્મ સમા; ન દૂભવે, ન દૂભાય.

**પિતામહઃ** તો આજથી હસ્તિનાપુરની રાજસભામાં
વડિલોનું मानं परं भूषणम्.
પૂછશો તો ભાખીશું.

**શકુની:** ને ભાખશો ત્‌ય્‌હારે શાસ્ત્રોનાં શાસ્ત્રો.

**દ્રોણ ગુરૂઃ** બહુ બહુ ભણાવ્યું, રાજન્ !
હું યે પિતામહની સંગાથે શોભું.

**ભીમસેનઃ** ત્‌ય્‌હારે ડહાપણ પરવાર્યું આજથી
ભરતરાજનગરીની રાજસભામાંથી.
હસ્તિનાપુરમાં ડહાપણને હતાં
બે લોચનો, પિતામહ ને ગુરુદેવ.
બન્ને યે મીંચાઇ ગયાં આજ.

**શકુનીઃ** સર્વસ્વ હારેલાઓને
રાજસભામાં શિખામણના અધિકાર શા ?
ડહાપણના ભંડાર હતા તો
નિજ કાજે કાં ન ઉઘાડ્યા ?

**દુર્યોધનઃ** કર્ણદેવ ! ઉતરાવો એમનાં રાજચિહ્નો.
દાસને ન હોય મુગટકુંડળ.

(કર્ણરાજ ઉઠીને પાંડવો સમીપે જાય છે, પણ મુંગા મુંગા જ

ઉભે છે. ભીમસેન ને નકુલકુમાર, વાવાઝોડામાં મહાશાખાઓ કંપે એમ, કંપે છે. પણ મદોન્મત્ત હસ્તિણી શી ઇન્દ્રિયોને સંયમઅંકુશમાં રાખે છે.)

**વિદુરજી:** આવ્યા તો ઉત્સાહને પગલે,
પણ વાગીશ્વરીનેજ વીસરીને આવ્યા.
( ભોંઠા પડી કર્ણદેવ આસને જઇ વિરાજે છે. )

**ધર્મરાજ:** ઉગ્રવાણુ ભીમસેન! પુત્ર નકુલદેવ!

( જાણે દેવવાણી સુણતા હોય એમ ચારે પાંડવો હસ્તાંજલિ કરી મસ્તક નમાવી રહે છે )

એ અવસરે આવશે.
આજના વાયુ ભાખે છે,
આજની યોગકુંડળી ઉચ્ચારે છે,
એ અવસર અચૂક આવશે.
આજના અન્યાયનો ન્યાય થશે કુરુક્ષેત્રમાં.
ભાથે ભરી રાખો ત્હાં સૂધી
ત્હમારાં વાગ્બાણ ને ચાપબાણ.
આપણા પાસા અવળા પડ્યા આજ.
આજ બોલવું વૃથા છે.
કાળનો શંખ ગાજશે કદીક.

**શકુની:** બે પક્ષ બાજી માંડે, ધર્મરાજ!
ત્હેમાં બેયને જીતતા દીઠા છે?
ઓચર્યા'તા તો અવધિ,
પણ વિધિ વંકાયો.
બાર-બાર વર્ષના વનવાસ
ને તેરમા વર્ષનો ગુપ્તવાસ:

એ છે ત્હમારા ભાગ્યલેખ.
રાજચિહ્નો રાજવીને શોભે;
अस्तंगमितमहिमावन्ताने ન શોભે હવે.

**ભીમસેનઃ** તેર વર્ષનાં તપ તપીશું
તો નિશ્ચે પાપનાં યે પુણ્ય પાંગરશે.

**ધર્મરાજઃ** ભીમસેન! નકુલદેવ! સહદેવ!
ઉતારી આપો મુગટકુંડળ.
આપણે તો સોહે હવે
વનવીરનો સોહામણો વનવેશ,
અન્ધારકાળાં મૃગચર્મની ઘાટડી.

**શકુનીઃ** ઓછું મા આણશો, ધર્મરાજ!
આભમાં બ્રહ્માજી તારલા વેરે,
એમ નાંખ્યા'તા તો દાવ.
જીત્યા હોત તો શું શું ન કરત?
વાંછ્યું'તું હસ્તિનાપુરનું મહારાજ્ય,
ને વિધિએ દીધો વનવાસ.
ભાખો, ઉચ્ચારો, જગતને જાણવા દ્યો,
આ રાજસભાનો શો છે વાંક?

**વિદુરજીઃ** કપટદ્યૂત, ગાન્ધારકુમાર!

(વજ્રપાત પડ્યા સમી રાજસભા સ્તબ્ધ થાય છે, ક્ષણ–બે ક્ષણેક ચિત્રવત્ થંભી જાય છે.

ત્હાં, રજનીનાં નિર્ઝરતાં કિરણો શી શામળી વિખરાયેલી કેશાવલિ ઝાલીને, આભગહ્વરમાંથી કો ચન્દ્રમાને આણે એમ, ચન્દ્રમુખી સતીસાધ્વી પાંડવોની મહારાણી દ્રૌપદીજીને દુઃશાસન કૌરવસભામાં,

ચન્દ્રવેલ સરિખડી, ઘસડી લાવે છે. ઓચિન્તાનું કો મહાઅશુભ ઉગ્યું હોય એમ રાજસભા આશ્ચર્યચકિત બની વિષાદઝાંખી થાય છે. ભીમસેનની આંખો અંગારા શી ને વદન તોંતતાભ્રવર્ણું ઝગઝગે છે.)

**શકુની:** મહાવીર દુઃશાસન!
શું આણ્યું વળી આ રમકડું?

**ભીમસેન:** આભમાંથી ઉતારી આજ
કૌરવકુલના વિનાશની વીજળી.

**દુઃશાસન:** વિનાશ તો અત્યહારે
પાંડવોને શિરે વરસે છે.

**ભીમસેન:** કાળવાદળો કૂદડી ફરે છે:
અન્યને યે ઉતરશે પડછાયા.
ઘેરાતો અન્ધકાર
એક જ દિશાને નથી ઘેરતો.

**દુઃશાસન:** કૌરવોનો આના પર છે દાસીદાવો;
ને દ્રુપદકુમારી ઇનકારે છે એ.

**દ્રૌપદીજી:** આ ભારતકુલની રાજસભા છે?
(કોઇ ઉત્તર નથી આપતું.)
હસ્તિનાપુર ઉપર પડતા પેખું છું
અસ્તાચળના ઓળાઓને.
કહો: આ ભારતવંશની રાજસભા છે?
(કોઇ ઉત્તર આપતું નથી.)
રાજવીઓની રાજસભા નિસ્તેજ કેમ છે?
પ્રતાપ ને પ્રભા ક્યહાં હોલવાયાં?
ન્યાયજ્યોતિ ઝળહળે છે અંહી,
કે બૂઝાઇ ગયો છે એ અમૃતદીવડો?

પિતામહ ભાખે તો હું દાસી છું.
કૌરવોને પૂછું છું, અનુત્તર છે.
નિજને હાર્યા પછી નાથ હાર્યા,
કે હરાયા પ્હેલાં મ્હને હાર્યા?
દ્રોણ ગુરુદેવ! સનાતન ન્યાય ઉચ્ચરજો:
હારેલા પોતે પત્નીને હારે ખરા?
(સકલ જનતા અનુત્તર રહે છે; જાણે રાજસભા એટલે ચીતરેલી ભીંતો.)
મ્હારો એકજ પ્રશ્ન છે:
આ ભારતકુલની રાજસભા છે?

**દુર્યોધન:** છે તો હસ્તિનાપુરની રાજસભા.

**દ્રૌપદીજી:** અમરો એ ઉડી ગયા
ને અમરાપુરી વસાવી:
હસ્તિનાપુરમાં ભરતગોત્રના છે પડછાયા.
દુર્યોધનના સરજાયા સુયોધન.
શું પાંડવકૌરવ ભરતગોત્રના નથી?
પાંડવની લાજ કૌરવ લૂટે છે આજ;
ભરતગોત્રની લૂંટાતી નથી એ લાજ?
મનુષ્યો નથી, શબ બેઠા છો;
આત્મા પ્રજળી ગયા છે સહુના.
ગુરુદેવ! બોલતા કેમ નથી?
પિતામહ! અનુત્તર શાને છો?
ભરીભરી રાજસભા જાણે સૂની છે.
કૌરવકુલાંગનાઓ ને પાંડવકુલાંગનાઓ
ભારતસભાને મન કચ્હારથી મટી ગઇ

ભારતવંશની કીર્તિલક્ષ્મીઓ ?
આંખે પડળ આવ્યાં છે,
પ્રતિષ્ઠાનો પાટલો યે પેખાતો નથી.

(ડાબી જંઘાના મલ્લકક્ષબોલ થાબડી દુર્યોધન અંગુલીને ઇશારે દ્રૌપદીજીને ત્ય્હાં ન્હોતરે છે.)

ધીર ધરિયે, રાજવી ! જરા ધીર.
આવશે, ત્ય્હાં બેસણહારા યે આવશે
મ્હારા ભીમસેનની વજ્રગદા:
ને વિષફણાળી એ નાગણી
પ્રાણ પ્રાશીને ઉઠશે.

( દુઃશાસન દાંત કકડાવે છે દુર્યોધન ગદા સ્પર્શે છે, શકુની વજ્રમુષ્ટિ ઉગામે છે, અન્ય કૌરવો ખડ્ગ ખડખડાવે છે.)

એ હાથ નથી, જડતા છે;
એ ખડ્ગ નથી મહાવીરના,
કેશાવલી સમારવાના છે કાંશકા.
હસ્તિનાપુરની રાજસભામાં
વીર છે કોઇ આજ ?
શૂરસભામાં સુન્દરીનાં અપમાન શાં ?
ભરતગોત્રની–આર્યકુલની રાજસભામાં,
પિતૃજનના પુણ્યપ્રાન્તમાં
જગત્‌માતાનાં બહુમાન સોહાય.
આ તો જાણે અનાર્યત્વનો અખાડો.

**દુર્યોધનઃ** એને અન્તઃપુરમાં લેઇ જાવ,
ને સોંપજો પલંગનું દાસીત્વ.

**દ્રૌપદીજી**: આભ હેઠે ઉતરશે,
પૃથ્વીનું પતકાળું ફાટી પડશે,
ફૂટી જશે મુગટનો થાળ, રાજન્ !
પાંડવપત્નીને અન્તઃપુરે પ્રવેશાવતાં તો.
રાજદંડ ધ્રૂજે છે, રાજવી!
ભયથી કે ક્રોધથી એ?
ઉઠી ગયા પરાક્રમના પાટલા,
વીરો ડૂબ્યા આકાશપાતાળમાં.
હસ્તિનપુરપતિનાં રહ્યાં હવે બળ
અબળા ઉપર એક અજમાવવાનાં.
ત્રિકાળમાં ગવાશે એવાં
અપરાક્રમી નરનાં અપરાક્રમો.

**દુર્યોધનઃ** દુઃશાસન! દાસી કહ્યાં હોય?
રાજસભામાં કે અન્તઃપુરે?
ચન્દનઢોલિયાને પાયે બાંધજે.

(દુ:શાસન ઉઠે છે: જાણે મૂર્તિમન્ત દુરાત્મા ચાલી અગ્નિસ્વરૂપા સતી કને જાય છે, શીલવતીનો ઝાળ જેવો પાલવછેડલો ઝાલે છે, હાથ દાઝે છે, છોડે છે, ને ઝાલે છે, ને અન્તઃપુરે ખેંચી લેઇ જવા મથે છે. ચીર ખેંચાયે પણ દ્રૌપદીજી હઠતાં નથી.

અન્તરિક્ષમાં દેવવીજળી ક્ષણેક ઝબકે છે, દ્રૌપદીજીને વાચા વળે છે)

**દ્રૌપદીજી**: પાંચ પાંચ પ્રાણે યે
શરીરનાં શબ રહે,
પાંચ પાંચ નાથે એમ અનાથ છું આજ.
એ અવસર ઉગ્યો મ્હારે;

છતે સૂર્યે સૂર્યાસ્ત થયા.
ધરિત્રી રડતી નથી,
હું યે રડીશ નહીં.
જ્વાલામુખીની જ્વાલાઓ ઉછળી
ભસ્મીભૂત કરશે કૌરવવનને.
ધર્મરાજ! સ્વધર્મ ક્ય્હાં મૂકાયો?
સવ્યસાચી! સ્વયંવરમાં વીરને વરી છું હું.
ભીમસેન! ગદા ક્ય્હાં ફૂટી ગઇ?
સહદેવજી! કાંઇક તો ભાખવી'તી
આવીક ભવિષ્યવાણુ કાલે?
નકુલજી? ઉતર્યાં નથી શું
વરણાગીના એ ઘેન હજી?
જૂઓ, આભ અંગારા વરસે છે,
પૃથ્વી ફાટી ભડકા ભભૂકે છે.
સારી દુનિયાં સળગે છે
એ મહાજ્વાલામાં.

(દુર્બુદ્ધિ દુઃશાસન ચીર ખેંચ્યે જ જાય છે: કદળીનાં પાન પેઠે સુન્દરીદેહથી ચીર ઉકલ્યે જાય છે.)

આ શું પાંડવો વિરાજે છે?
  પાંડવોનાં પૂતળાં?
પેલા પિતામહ નથી, પ્રતિમા છે.
પુત્રવધૂના પાલવ ખેંચાયે, પિતામહ!
પૂતળાંના પાષાણે સચેત થાય.
દ્રોણગુરુ! કુરુકુલને શાપતાં ર્‌હેલ્લાં

કુલગુરુને યાચું છું એક વાર.
બ્રહ્મચર્યવર્ચસ્વી પિતામહ!
દેવોને પ્રાર્થતાં પ્હેલાં આપને પ્રાર્થું છું.
આ ભરતગોત્રની લાજ લૂંટાતી નથી?
ગંગાજમના રૂધિરભરીઓ નિરખું છું,
હસ્તિનાપુરના પાયા ડગમગે છે.
શેષે ભાર નથી ઝીલી શકતો:
જાગે છે પ્રલયનો ધરતીકંપ.
વૃદ્ધો! ઉચ્ચારો વૃદ્ધત્વનાં વેણ.

(નમેલી શાખાઓ સમો વડિલવર્ગ અધોમુખ મૌન રહે છે. દુઃશાસન લજ્જાચીર ખેંચ્યે જ જાય છે.)

દેવો! વરસો ત્હમારાં વજ્ર.
કૃષ્ણ! પાઠવ ત્હારૂં સુદર્શન.
વિષ્ણુદેવ! છોડો એ સારંગબાણ.
પડતી ભેખડો સમી
દિશાઓ! ભાગી પડો.
ધરતી રસાતાળ જાવ.
સતીનાં લજ્જાશીલ લોપાતાં
બ્રહ્માંડના પાયા ડગમગે છે.
પરમાત્મન્!

( રાજસભાને રોમેરોમે આંસુના અંગારા ઊઠે છે. પણ પાંડવોને વચનનિષેધ છે. વડિલોને વર્તનનિષેધ છે; એટલે તારલાતગતગતાં વાદળાં શાં અંગારાઝરન્તાં શાનગાં વદન સૌ ઝૂકાવી રહે છે.

અન્તે દુર્યોધનનાં લોચન માણેક સમાં રક્તવર્ણાં થાય છે. )

**દુર્યોધન:** પિતામહ! પિતામહ!
શાપમુખીને મુંગી કરો છો!
કે વધ કરૂં એ કાળનેત્રીનો!

**પિતામહ:** (મહાક્રોધનો પ્રચંડ સાગર ગર્જતો હોય તેમ સાગર-ઘેરી ગર્જનાથી )
ખરે! એ કાલનેત્રી કાલિકા છે;
એનાં લોચનમાંથી વરસે છે
ભરતવંશનો મહાવિનાશ.
સ્ત્રીવધનો અધિકાર છે રાજવીને!
શો અપરાધ છે સતીનો?

**શકુની:** રાજસભા મધ્યે રાજવીનું અપમાન.

**પિતામહ:** રાજસભામાં રાજવીના અપમાન કરતાં યે
રાજસભા મધ્યે સતીના શીલનું અપમાન
એ આભ ફાટવા જેવડો અપરાધ છે.
ભરતકુલનો ભાળું છું ઉચ્છેદ આજ.

( વજ્રટંકાર સમા, માઝા પાળતા સાગરઘોષ જેવા, પિતામહના ધીરગંભીર શબ્દટંકાર સાંભળી કૌરવગાથ ખડકશિલાઓ સરિખડો થઇ જાય છે.)

**દુર્યોધન:** વડિલની આજ્ઞા વધાવીશ: ફરમાવિયે.

**ધૃતરાષ્ટ્ર:** તો પાંડવોને તપોવન સેવવા દો;
સતીને પતિસેવામાં સોંપો.

**પિતામહ:** સર્જનની સુજનતાને ન ઉલ્લંઘો.
રાજવીને સર્જન મટવાનો અધિકાર નથી.
રાજવી એટલે સુજનતાનું સંસારશિખર:

સત્પુરુષોની માળાનો મેર.
અને મહાપ્રજાની રાજસભા એટલે
પરમ ન્યાયકુંજ, સૌજન્યસરોવર,
અખૂટ કરુણા, પાવનકારી સામર્થ્ય:
પ્રજાના પરમ ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ.
એ છે સનાતન ભરતનીતિ.
એ ધ્રુવનિશ્ચળ નીતિને પાટે
મંડાયું છે હસ્તિનાપુરનું સિંહાસન.

( કાળાં મૃગચર્મનો પાંડવો વનવેશ પ્હેરે છે; એમની છાયા સમાં, પ્રાણની પાંખ જેવાં દ્રૌપદીજી પડખે ઉભે છે. પિતામહની -દ્રોણગુરુની-વિદુરજીની-ધૃતરાષ્ટ્રની ચરણવન્દના લેઇ કુન્તીસંતાનો વન જવા નીકળે છે. )

**પિતામહ:** વેણી સમારો, પુરુવંશયશસ્વિની !

**ભીમસેન:** ( જતાં જતાં )
એ વિખરાયેલી વેણી રચશે વેણીસંહાર.
કુરુક્ષેત્રનો મહાસંહાર મંડાશે,
વેણી વિખેરનારના હૈયાના કુંડમાં
આ ભીમકર્મા ભીમસેનનાં
મુખ ને કરતલ પ્રાણરૂધિરે રંગાશે,
એ કર પછી સમારશે પાંડવવધૂની વેણી.
ત્ય્હાં સૂધી વાયુ હોળાશે
ને વર્ષા ધોશે એ ઉડતી અલકોને.
સૂર્ય ગૂંથશે મંહી દેવકિરણો સદા.

**દ્રૌપદીજી:** એ છે મહાસંહારના ધજાગરા.

શાપનારને શિરે હજો
એ અઘોર-અઘોર સંહારનાં પાપ.

(પંચવટીના પાંચ વડલા સમા પાંડવો ને વચમાં તાં સીતાદેવી સમાં મહાસતી દ્રૌપદીજી એટલાં જ રહે છે, ને જાણે રાજસભા અલોપ થતી હોય એવો આભાસ થાય છે.

આસપાસ અમાસના પડદાઓ ઢળે છે.
અન્ધારપછેડો ઓઢેલો ચન્દ્રરાજ ઉગે છે.)

**ચન્દ્રરાજ:** જોઇ-જોઇને હું તો થાકયો આવું:
આજ નહીં અજવાળું અન્ધકારને.

(અન્ધારવર્ણો ચન્દ્રમા ઘડીક થંભે છે. અમાસના તારલિયાઓથી વિંટળાયેલી, યુગયુગદુઃખિણી, વૃદ્ધા પૃથ્વી આવે છે; પરમાત્મનને ફરિયાદનું ગીત પોકારે છે; તારલા તે ગીત ઝીલતા ઝીલતા ઘૂમે છે.)

**વૃદ્ધા પૃથ્વી:** હરિ! નેહને નેણલે ઝૂલાવી
ને દેવનાં દાન દીધાં;
પછી ભવને ભૂલામણે ભૂલાવી
કે પારકાં કેમ કીધાં?

હરિ! ચન્દ્રમા શા રમકડે રમાડી
ને દેવનાં દાન દીધાં;
પછી આત્માની જ્યોતને બૂઝાવી
કે પારકાં કેમ કીધાં?

હરિ! પાંગરાવી આભને ય ભેદી,
ને દેવનાં દાન દીધાં;
પછી આનન્દવેલડી ઉચ્છેદી
કે પારકાં કેમ કીધાં?

હરિ ! અમૃતના ઓઘ ન્હોતા છેટા,
ને દેવનાં દાન દીધાં
પછી ખારે ખારે સાગરે ઉશેટયાં,
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! તારલાની ચુંદડી ઓઢાડી,
ને દેવનાં દાન દીધાં;
પછી અગ્નિની સેજમાં પોઢાડી
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! પુણ્યનાં સોણલાં પમાડયાં,
ને દેવનાં દાન દીધાં;
પછી દુઃખપાપદવમાં દઝાડયાં,
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! અજવાળે અમને ઉછેર્યાં,
ને દેવનાં દાન દીધાં;
પછી અન્ધારે શાને ઉશેટયાં ?
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! હોમ્યાં હુતાશમાં શે ફૂલો ?
ને દેવનાં દાન દીધાં;
એ તે આપ, કે બ્રહ્માજી ભૂલ્યો ?
કે પારકાં કેમ કીધાં ?

( યુગયુગદુઃખિણી ક્ષમામૂર્તિ વૃદ્ધા પૃથ્વી પરમાત્મન્ પાસે ફરિયાદ પરવરે છે. )

❧

# પ્રવેશ ૧ લો

## સિદ્ધલોકની મહાસિદ્ધિઓ

(આશ્ચર્યો ઉગે છે ત્ય્હાં, માન સરોવરથી યે ઉન્નત ભોમમાં, સિદ્ધસરોવરને તીરે, ફરતી ન્હાનકડી દેવભૂશિરો ઉપર રત્ન જડેલી પાળે સિધ્ધાશ્રમો માંડેલા છેઃ જાણે અગમ્યનાં મન્દિરો. ગહનતાના પાથર્યા વાદળ સમું સરોવર ન્હાનકડું પણ પાતાળતલ છે. તીરે કલ્પવૃક્ષનો ધુમ્મટઘેર ડોલે છે.

દેવરત્નોની મંજરીઓ ઉછાળતી સિધ્ધાંગનાઓ અદ્‌ભુતની આશ્ચર્યવાટિકાઓમાં ગાતીરમતી, ચમત્કારદીવડિયાના રંગખેલ ખેલતી ઘૂમે છે.)

**સિદ્ધાંગનાઓઃ** નેણુલાંનાં કિરણુ કેરી કૂંચીએ હૈયાં ઉઘાડજો!

રેલશે રતનભંડાર,

દેવ! હૈયાં ઉઘાડજો!

વાયુની વિહારલહરીએ ચ્હડી હૈયાં ઉઘાડજો!

ગિરવરનાં ખોલજો દ્વાર,

દેવ! હૈયાં ઉઘાડજો!

(વનવન વીણતા વીણતા ગર્ભજોગી શુકદેવજી ત્ય્હાં પધારે છે.)

આભલાંની પાંખે બેસી ઉડજો, હૈયાં ઉઘાડજો!

ગગનઘુમ્મટ સંકોરે બાર,

દેવ! હૈયાં ઉઘાડજો!

નેણુલાંના કિરણુ કેરી કૂંચીએ હૈયાં ઉઘાડજો!

**એક સિદ્ધાંગનાઃ** લ્યો આ અખંડદીવડો.

અજવાળજો સિદ્ધાશ્રમને.

(અંગુલીમાંથી દીવો પ્રગટાવી સહિયરને ચમકાવે છે.)

**બીજી સિદ્ધાંગના:** ન્હેરશે આ દેવકિરીટ.

(સહિયરના કેશકલાપમાં કિરણો ઝળકાવી મુગટ ગૂંથી ભડકાવે છે.)

**ત્રીજી સિદ્ધાંગના:** ત્હારા પાવલિયે આ સોનાનાં ઝરણાં.

(સખીના પગમાંથી કાંચનના ફૂવારા ઉડાવે છે.)

**ચોથી સિદ્ધાંગના:** ઓઢો આ અમરોની રૂપલતા.

(સાહેલીની રૂપમુદ્રા જ પલટાવી દે છે)

**ન્હેલી સિદ્ધાંગના:** પણ આવડયાં અન્તર પલટાવતાં?
અશ્રદ્ધાળુને શ્રદ્ધાના અંકુર ઉગાડો,
અપ્રેમીને પ્રેમ નિર્ઝરતો પાંગરાવો:
એ તે અદ્‍ભુતના મન્ત્રો.
આલેખ્યા કોઇના યે સૌભાગ્યઅક્ષરો?

**ત્રીજી સિદ્ધાંગના:** આ બધા યે છે ઝબકદીવડા,
ને પ્રેમદેવનો તો છે તારણદીવડો.

**ચોથી સિદ્ધાંગના:** સૂરજદેવ તપતો ન હોય,
ત્ય્હારે ઝબકદીવડા યે શા ખોટા?

**ન્હેલી સિદ્ધાંગના:** સિદ્ધસ્થાળીમાં નિરખ્યું ભૂગોળનું ભાગ્ય.–

**ચોથી સિદ્ધાંગના:** શા શા ઉકેલ્યા ત્ય્હાં અક્ષરો?

**મ્હેલી સિદ્ધાંગના:** અમૃતના અક્ષરે આલેખેલું છે કે
સુરનાં સૌભાગ્ય, અસુરના વિનાશ,
પુણ્યકુલની અપ્રતિહત ઉદ્ધારણા;
એ વાંચ્યા સિદ્ધસ્થાળીના વિધિમન્ત્ર.

(સિદ્ધસરોવરની કુંજ ને ઉપરનું અન્તરીક્ષ ભરતો, હિમાદ્રિની પાંખ સમો, મહામેઘ એક ડોલતો ડોલતો પધારે છે. શુકદેવજીની આંખડલી આશ્ચર્યનાં અજવાળાંથી ચમકે છે. નિજની સિદ્ધાંગના કને મેઘમૂર્તિ સંચરે છે, ને પછી પુરુષવેશ ધરે છે.)

**સિદ્ધ:** પ્રિયે! સોંપી આવ્યો સુબુદ્ધિઓને
જનકલ્યાણનો એ મહામન્ત્ર.
આભ હવે આંગણે ઉતરશે.

**સિદ્ધાંગના:** કલ્યાણ થાવ ધરિત્રીનું.
અને આપણે તો આપણે જ રહ્યાં ને?

**સિદ્ધ:** તું, હું, ને આપણાં સત્કર્મ:
આપણો એ અખૂટ આત્મભંડાર.

(પરસ્પરના કેશદેશને રસમાલાઓથી વધાવીને ફૂલમાલા સમી બાહુલતાઓ ગૂંથી આનન્દકુંજોમાં રસરમણાએ સંચરે છે.

શૂન્ય આભ શમશમાકાર છે, એમાં ઉડતું એક અદશ્ય સમું અણુ આવે છે; ને સહસા પુરુષમૂર્તિ ધારી નિજ પત્ની સમીપે ઉભે છે.)

**સિદ્ધ:** મૂકી આવ્યો મેધાવીને ત્ય્હાં
જનકલ્યાણનો એ મહામન્ત્ર.
વાતાવરણ એમની વાટિકા થશે.

**સિદ્ધાંગના:** અવનીમાં એથી યે ભરતી હજો!
સિદ્ધાશ્રમ એટલા ઓસર્યા ત્યહારે.

**સિદ્ધ:** આચ્યે કદી ઓસરતી જ નથી
સિદ્ધાશ્રમની મહાસિદ્ધિઓ!

(ભાગ્યદેશે ચુંબનચન્દ્રક કરી વિહારાર્થે વનમાં લેઇ જાય છે.

સિદ્ધસરોવરનાં જલ ઉપર ચાલતા ચાલતો એક સિદ્ધ આવે છે: જાણે જગનૌકાનો મહાદંડ.)

**સિદ્ધ:** પ્રિયે! દુનિયાના દાનેશમન્દને દીધો
જનકલ્યાણનો એ મહામન્ત્ર.
સાગર એમને સરોવર થશે.

**સિદ્ધાંગના:** માનવતા મુગટ પ્હેરજો મોતીના.
સિદ્ધાશ્રમ તો કરમાયા એટલા ને?

**સિદ્ધ:** અજવાળાં અર્પ્યે સૂર્ય કરમાય
તો સિદ્ધિઓ આપ્યે સિદ્ધાશ્રમ કરમાય.
સિદ્ધલોક વર્ષો વરસશે.
પૃથ્વીનાં પાર્થિવો એટલાં રત્ન પહેરશે.

(આંખડલીમાં પ્રેમાંજન આંજી કરહિન્ડોળે હિંચકાવતો પ્રિયાને વેલીમંડપોમાં રમવાને લેઇ જાય છે.

પર્વતને ફોડી બે ફાડ કરી એક સિદ્ધ આવે છે.)

**સિદ્ધ:** પ્રિયે! સોંપી આવ્યો સૂક્ષ્મ દ્રષ્ટાને
જનકલ્યાણનો એ મહામન્ત્ર.
જગત વિઘ્નવિજેતા થશે.

**સિદ્ધાંગના:** દુનિયામાં વરસો સુખની ફૂલવાદળીઓ.
પણ અંગો ઓછાં ફસાશે એ અવનીન્દ્રનાં.

**સિદ્ધ:** તો તો સુભાગ્યની સોનવેલ નહિ,
દુર્ભાગ્યની દારુણતા ઉગે જનતાની:
તો તો આયુષ્યના ઉમંગ ખરી પડે.
ચાલ. વીણિયે આયુષ્યની કળીઓને.

(હૈયે પુષ્પો છાંટી, ઘાટડીની ગ્રન્થી ખેંચી પ્રિયાને પ્રકૃતિપાથર્યા ફૂલહિન્ડોલમાં હિંચકવાને લેઈ જાય છે.)

**સિદ્ધસંઘ:** ઉત્સવ ઉજવો, ઉત્સવ ઉજવો,
નવે નિધિ ને આઠે વસુઓ
વસુન્ધરાવાસીને સોંપ્યા એ દાનપર્વણીના.
સમર્પી આવ્યા પ્રજ્ઞાચક્ષુઓને
વિશ્વભેદના ભંડારની ચાવીઓ.

**સિદ્ધાંગનાઓ:** નવસિદ્ધાશ્રમો વાવી આવ્યા અવનીમાં:
ઠામ ઠામ પ્રફુલ્લશે સુખના સૌભાગ્યમંડપો.
સિદ્ધભૂમિ ઢોળી આવ્યા પૃથ્વીપગથારે.

**સિદ્ધદેવ:** નગેન્દ્રોનો નગાધિરાજ છે હિમાદ્રિ.
ગંગા જમના સિન્ધુ બ્રહ્મપુત્રા સમી
અખંડસ્રાવિની મહાઝરણીઓ ઝરી ઝરી
ભરે છે પેલા રત્નાકરને.
કેટલાંક ખૂટયાં હિમાદ્રિનાં રતનસરોવર?

સિદ્ધાશ્રમનાં પાતાલઝરણાં છે.
ઉલેચાય એ ઉભરાવાને કાજ.
આનન્દો, ઉત્સવ કરો દાનપર્વણીના.
હૈયાં ઉઘાડી-ઉઘાડીને આપો.
આપી આપીને આનન્દો,
આપ્યાંથી અધિકડાં પામશો.
આજે છે આપ્યાનું પરવ.

( સિધ્ધો ને સિદ્ધાંગનાઓ ઉત્સવગીત ગાય છે. કુંજકુંજમાં રમતાં સિદ્ધજોડલાં એ ઝીલે છે. વનવનની ઘટાઓ ગજાવતા ઉડતા પડઘા પૃથ્વીલોકમાં ઉતરે છે. )

**સિદ્ધસંઘ:** આજ આયુષ્નાં પર્વ,
આજ આયુષ્નાં પર્વ,
હૈયાં વરસે છે હૃદયદેવનાં.
આજ આત્માનાં પર્વ,
આજ આત્માનાં પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.
ઘન વરસે જલધાર, ને તરુવર વરસે ફૂલ;
રવિ વરસે કિરણાવલિ:
અમે વરસીએ આત્મ આ અમૂલ:
હો સુહાગિયાં! આજે ઉત્સવ આત્મસંઘનો.

**શુકદેવજી:** કેટકેટલાંક કરશે પૃથ્વી આવાં દેવાં?
પૃથ્વીનાં પુણ્યશાળીઓ

નહીં વાળે જો એ મહાત્રણ,
તો જગત્કલ્યાણના થશે જગત્સંહાર.
લેવું એ છે આપવાને કાજેઃ
આભમાં ઉભરાય એ વરસવાને માટે.
સિદ્ધિઓ છે અગમ્યની સમશેરોઃ
ઉગારે, ઉદ્ધારે, સંહારે ય તે.
દેવોના હવિ દેવોને વાળનાર
પૃથ્વીમાં કેટલાક છે આજ પુણ્યાત્માઓ?
સહુ નિજ કાજે રાંધે છે નિત્યસામગ્રી.
આજનું જગત ચોર છે દેવદ્રવ્યનું.
દેવત્વ ઓસર્યાં મનુષ્યનાં,
ને પશુતા પાંગરી ઉઠી.
ઘોર સંહારનાં ગીત ઘોરે છે,
પ્રલયગર્જનાના પડઘા સુણું છું
સિદ્ધિઓની સંયમવિહોણી આ જગસંપત્તિમાંઃ
નારાયણસૂના આજના આ લક્ષ્મીમન્દિરોમાં.

(આભની બીજી વનઅટવીમાં ગરૂડઆસ શા ઉડી વિચરે છે. દેવતેજથી ભરેલી પાંખો તેજના પલકાર પલપલતી દિશાઓમાં ડૂબી જાય છે.

સિદ્ધસંઘનું ઉત્સવગીત તો દિશાઓ પાછળથી ગાજતું ગગનમાં ઉછળી રહ્યું છે.)

આજ આત્માનાં પર્વ,
આજ આત્માનાં પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.
આત્મા વરસે છે—

## પ્રવેશ ૨ જો

### માહિષ્મતીમાં શાસ્ત્રમન્થન

(ગગનપાયરી જેવાં માહિષ્મતીના ઘાટનાં પગથિયાં ઉપર થઇને સ્હવારનાં સૂર્યતેજ ઢોળાય છે. કોઇક સોનાબેડલે, કોઇક રૂપાબેડલે, થોડાક ગંગાજમની ભાતને બેડલે, કેટલાક ત્રાંબાને ને કેટલાક પિત્તળને, ઘણાક પૃથ્વીના પાર્થિવ બેડલે જલ ભરીને કાવડિયા ઘાટ ચ્હડે છે. હૈયાં ને હેલની ભરી ભરી રૂપની વાદળીઓ સમી પનિહારીઓ ઝોલાં ખાતી પાણી ભરી ગીત ગાતી વળે છે.)

**માહિષ્મતીની પનિહારીઓ:** સખિ! આવે-આવે ને ઓસરે,
પાણીડાં કેમ ભરીએ?
એવાં માહિષ્મતીનાં નીર,
પાણીડાં કેમ ભરીએ?
સખિ! છોળ ઉછળે બધું ભીંજવી,
પાણીડાં કેમ ભરીએ?
એને છાંટણે છંટાય મ્હારાં ચીર,
પાણીડાં કેમ ભરીએ?
મ્હારે પાંચ-પાંચ તત્ત્વના માંડવા,
પાણીડાં કેમ ભરીએ?
મ્હારે ત્રણ-ત્રણ ગુણની વેલ:
પાણીડાં કેમ ભરીએ?
મ્હારે બુદ્ધિના બાગ ઉગાડવા,
પાણીડાં કેમ ભરીએ?
મ્હારે ભરવી સંસારિયાની હેલ:
પાણીડાં કેમ ભરીએ?

સખિ! નીર ઉછળે એ અનન્તનાં,
પાણીડાં કેમ ભરીએ?
એનાં ભરતી ને ઓટ છે અઘોર,
પાણીડાં કેમ ભરીએ!

(આભમાં તેજપાટ પાથરતા સાક્ષાત્ સૂર્યનારાયણ ઉતરતા હોય ત્હેવા ભગવી ધાટડીની તેજવાદળી પાછળ ઉડાવતા ભગવાન શંકરાચાર્યજી આકાશમાર્ગેથી ઘાટના પગથિયે ઉતરે છે.)

સખિ! કાળના કૂવાને કાંઠડે,
પાણીડાં કેમ ભરીએ?
મંહી માંડી દિશાઓના દોર,
પાણીડાં કેમ ભરીએ?
જગપંખાળાં પંખેરૂ પરવરે,
પાણીડાં કેમ ભરીએ?
કાંઇ ઉછળે નિઃસીમના સમીર,
પાણીડાં કેમ ભરીએ?
સખિ! આવે–આવે ને ઉભરે,
પાણીડાં કેમ ભરીએ?
એવાં આત્માની નદીઓનાં નીર:
પાણીડાં કેમ ભરીએ?

**એક પનિહારી**: પેખ્યો પેલો નવજોબન યતીન્દ્ર?
આભમાંથી ઉડતો ઉતર્યો તે?
ને ભાસ્કર સમું એનું વદનવર્ચસ્?

**બીજી પનિહારી**: ક્ય્હાં ઓછો છે માહિષ્મતીનો માર્તંડ?
માહિષ્મતીને તો મહોલ્લે મહોલ્લે

ઉગ્યા છે ચન્દ્ર ને સૂર્ય.

**ત્રીજી પનિહારી**: ને આભમાં ઉડવાથી અંજાઇ?
માહિષ્મતીનાં તો બાલકડાં યે
છે સહુ ગગનપંખેરૂઓ.

(સન્નારીઓને વન્દના વન્દતા શંકરાચાર્યજી સમીપે પધારે છે. પનિહારીઓ સહજ ઝંખવાય છે, ને પાલવ પ્રસારી યતીન્દ્રને વન્દના વન્દે છે.)

**શંકરાચાર્યજી**: માહિષ્મતીની કુલદેવીઓ!
માહિષ્મતીની યશમૂર્તિ
મંડનમિશ્રનું ધામ કીયું?

**એક પનિહારી**: એ તો છે માહિષ્મતીનો મહિમા.

**ત્રીજી પનિહારી**: એ તો અમારી સૂર્યમાળાનો સૂર્ય,
ને નક્ષત્રમાળાનો ચન્દ્રમા, યતીન્દ્રજી!
પૂછજો કે સૂર્યચન્દ્રના વાસ ક્હાં છે?

**બીજી પનિહારી**: અતિથિને એમ નવ અવગણિયે.
યતિ છે, આગન્તુક છે.

**શંકરાચાર્યજી**: માહિષ્મતીની કુલમાતાઓ!
માહિષ્મતીના કીર્તિધ્વજ
મંડનમિશ્રજીનો વાસ ક્હાં?

**ત્રીજી પનિહારી**: ઉત્તર આપને જોગીને:
પરદેશી, મ્હેરાણો, ને તેય જોગી.

**મ્હેતી પનિહારી**: અખંડ ઉઘાડા પુરદ્વારમાં પ્રવેશો,
નગર શોભા જોતા જોતા સંચરો,
અને, યતીન્દ્રજી!

स्वतःप्रमाणं परतःप्रमाणं कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडान्तरसन्निरुद्धाः; जानीहि तन्मंडनपंडितौकः
फलप्रदं कर्म फलप्रदोऽजः, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडान्तरसन्निरुद्धाः; जानीहि तन्मंडनपंडितौकः
जगद्ध्रुवं स्याज्जगदध्रुवं स्यात्, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडान्तरसन्निरुद्धाः; जानीहि तन्मंडनपंडितौकः

(અદ્‌ભુત લાલિત્યનો ગુણગર્વિલો લટકો કરી પનિહારીઓ બાટ ચ્હડે છે. આશ્ચર્યચિન્તનમાં ડૂબી યતીન્દ્ર ક્ષણેક થંભે છે.)

**શંકરાચાર્યજી:** જ્યહાંની નગરસ્ત્રીઓ આવડી ગુણગર્વિલી
ત્ય્હાં કેટકેટલો સંચ્યો હશે ગુણભંડાર?
પાય કંપે છે પુરમાં પ્રવેશતાં.

(શંકરાચાર્યજી નગરચોકમાં સિધાવે છે. ધ્વજાપતાકા, આંબા ને અશોકનાં તોરણો, વિધવિધની પુષ્પમાલાઓથી શણગારેલી ત્ય્હાં પર્ણશાળા નિહાળે છે. શણગારસોહવતી નગરસ્ત્રીઓ ને તેજસ્વી નગરજનો, પૂજા ભાવથી નીતરતાં, શાળાદ્વારમાં કોક પ્રવેશે છે, કોક નીકળે છે. બ્રહ્મવર્ચસ્વી બ્રાહ્મણો વેદઘોષણા ગજાવી રહ્યા છે. તેજના સ્થંભ સમા યતિઓ આંગણે વિરાજેલા છે. આંગણામાં ને ટોડલે શુક ને સારિકાઓ, પ્રકૃતિબાલકડાં શાં, શાસ્ત્રવાદ ઉચ્ચારે છે. યજ્ઞશાળાના યજ્ઞકુંડમાંથી વહ્નિજીહ્વાઓ સમી અગ્નિજ્વાલાઓ ભભૂકી રહી છે, દેવહવિને લેઇને દેવલોક ભણી ઉડી રહી છે.

યજ્ઞશાળાને દ્વારે જઇ સકલ એ સનાતન આર્યત્વને નમન નમી શંકરાચાર્યજી ઓટલાને આરે વિરાજે છે.)

**એક વિદ્વજ્જન:** યતીન્દ્રજી! પધારિયે.
શ્રાદ્ધવિધિ હમણાં જ સમેટાશે.

(યજ્ઞજ્વાલાઓ અધિકી ઉડે છે.)

**શંકરાચાર્યજી:** હું તો આવ્યો છું આજ
મહાબુદ્ધિ મન્ડનમિશ્રજીનાં દર્શને.
આજ શો છે સંવત્સરનો મહોત્સવ?

(યજ્ઞશાળામાં શાન્તિ પાઠ ભણાય છે.)

**બીજા વિદ્વજ્જન:** આજ પિતૃસંવત્સરી છે પંડિતદેવને.
નગરમાં જેવા છે રાજવીના ધનભંડાર,
એવા નગરના છે એમના જ્ઞાનભંડાર.
આ પધારે માહિષ્મતીનો એ જ્ઞાનરાજેન્દ્ર.

(શાન્તિપાઠે શાન્તિ પામે છે. વિશાળાં ચક્ષુ ને ભાલવાળા, દેહે સુગન્ધી દ્રવ્યોથી અર્ચાયેલા, અંગેઅંગે વનસમૃદ્ધિથી વધાવાયેલા, માહિષ્મતીના જ્ઞાનમેરુ સરિખડા મન્ડનમિશ્રજી ધીરગંભીર મલપતી હસ્તિચાલે પધારે છે. નિજ શાળાદ્વારે નરયતીન્દ્રને નિહાળીને દ્વારે રાખેલા અર્ઘ્યપાદ્યે ચરણ ધોઈ ચરણોદક શીર્ષે ચ્હડાવે છે)

**મંડનમિશ્રજી:** ધન્ય ભાગ્ય આજ મ્હારાં.
વણુન્હોતર્યા પધાર્યા છો
અમ સંસારીને ઘેર યતીશ્વરજી.
અમારે ઘેર છો આજ
આપ જ સાચ્ચા અતિથિદેવ.

**શંકરાચાર્યજી:** આવ્યો છું માહિષ્મતીના સૂર્યનાં દર્શને.
માહિષ્મતીના છો જ્ઞાનમેરુ,
ને મેરુને છે આજ પિતૃમહોત્સવ.
ભલ્લા: જ્ઞાનસત્ર વિના

**સંપૂર્ણ કહેવાશે એ પિતૃમહોત્સવ?**

(રણવાર્તા સુણી યોધરાજને થાય એમ મંડનમિશ્રજીની આંખડલી-માં વીજળીઓ ઝબકવા માંડે છે.)

**મંડનમિશ્રજીઃ** શાસ્ત્રમન્થનના જ્ઞાનસત્ર વિના તો
હું યે માનતો'તો અધૂરો
આજના પિતૃમહોત્સવને.
પણ શાસ્ત્રનિષ્ણાત જ્ઞાનકેસરી
વાંછ્યા સાંપડે છે કાંઇ?
આપ છો અદ્ભુત કો યોગકેસરી.
વદન સ્ફુરતી છે કિરણોની કેસર.
—કણ્વ! કણાદ! કપિલ!

(શિષ્યમંડળી અંજલિ કરીને સન્મુખ આવી ઉભે છે.)

યજ્ઞશાળાને આંગણે
સલૂણો સભામંડપ રચો
સનાતન શાસ્ત્રમન્થનને કાજ.

(ઉત્સાહની પાંખે ઉડતા સૌ મહાલે છે. નગરમાં શાસ્ત્રાર્થનો પડો વાગે છે, યજ્ઞશાળાની યજ્ઞવેદી સન્મુખે જોતજોતામાં તો સભામંડપ રચાય છે, વેદપુત્ર બ્રાહ્મણો, તપોધન તરુણીમંડળ, ઉગતા તારલા સમી શિષ્યમંડળી, સૌન્દર્યકલા ને શાન્તમૂર્તિ સમી સુન્દરીઓ, સુવર્ણરથ ભ સમા નગરજનોની મેદિની જામે છે. વચ્ચોવચ્ચ ત્રણ જ્ઞાનપાટ મંડાય છે. મધ્યસ્થના જ્ઞાનપાટ કને યતિઓ વિરાજે છે. શિષ્યમંડળી આવીને ત્રણે યે જ્ઞાનપાટની પૂજા કરી જાય છે.)

**મંડનમિશ્રજીઃ પધારશો, યતીન્દ્ર! સભા સજ્જ છે.**

(સૂર્ય ને ચન્દ્ર સમા બન્ને નરદેવો સભામંડપમાં પધારે છે. માહિષ્મતીનો સકલ સભાસંઘ ઉઠી ઉભયને વન્દના વન્દે છે. યજ્ઞવેદીની ભસ્મ ભ્રુકુટિએ આંજી મધ્યસ્થના જ્ઞાનપાટ સન્મુખે જઇ ઉભય જ્ઞાનરથીઓ પાટરજ લેઇ નેત્રે ને હૈયે સ્પર્શે છે.)

**શંકરાચાર્યજી:** મધ્યસ્થને પાટે કોણ વિરાજશે?

**મંડનમિશ્રજી:** આ છે અમારી નગરી:
આપનો સંગાથી સોહવશે મધ્યસ્થપદને.

**શંકરાચાર્યજી:** આત્મા છે બ્રહ્માંડનો એકલપ્રવાસી.
એકાકી આવવું, એકાકી જવું જગતમાંથી:
એકલપ્રવાસીને સંગાથી શા?
સાંભળ્યું છે, જ્ઞાનમૂર્તિ! કે
બ્રહ્માનાં સાવિત્રીજી સમોવડાં,
સરસ્વતીનાં અવતારસ્વરૂપા,
આપને જ્ઞાનગેહે છે ભારતી દેવી.
એમને પધરાવો મધ્યસ્થપાટે,
આપનાં આયુષ્યસંગાથીને.

(યતિસૂચનને અભિનન્દી મન્ડનમિશ્રજી એક શિષ્યને નેત્રપલ્લવીથી સમસ્યા કરે છે. થોડીક ક્ષણો પછી મધ્યા, રૂપની સન્ધિકા ઉછાળતી, કુલભારથી ભારેખમ, ભરીભરી વાદળી સમી, ચોમેર ગુણફોરાં વર્ષાવતી કુલઅધિદેવતા સમી ભારતી ગૃહદ્વારેથી સભામંડપે પધારે છે. યતીન્દ્ર શંકરાચાર્યજી સહવર્તમાન સભાજનોની પ્રણામાંજલિ ઝીલતી ઝીલતી ભારતી પતિદેવની ચરણવન્દના કરે છે, પતિદેવની પાંખ સમી પડખે ઉભે છે.)

**ભારતી:** શી આજ્ઞા છે પતિદેવની ?

(પતિગુણગર્વિલી સ્મિતચન્દ્રની મુખડે ફરકાવતી—સભામંડપ ઉપર વર્ષાવતી ભારતી વિનયનાં ફૂલડે નમન્તી સૌન્દર્યવેલડી સમી ઉભે છે.)

**મંડનમિશ્રજી:** જ્ઞાનસત્ર વિના અધૂરો રહેત
આજનો આપણો પિતૃમહોત્સવ.
યતીન્દ્રજી આ પધાર્યા છે,
પૃથ્વીવિચરતા કો સૂર્યદેવ સમોવડા,
પિતૃદેવનો સંવત્સરયજ્ઞ પૂરો કરાવવાને

**શંકરાચાર્યજી:** આજે છે યુગયુગનું શાસ્ત્રમંન્થન.
કાળ ગાશે આજની તિથિનાં મહાગીત.
સપ્તર્ષિઓમાં અરુન્ધતી વિરાજે છે,
એમ મધ્યસ્થપદને શોભાવો:
વિદ્વન્મંડળીની અધિષ્ઠાત્રીજી સરિખડાં.

**અધ્વર્યુ:** જ્ઞાનીઓના જ્ઞાનસત્રે તો
સરસ્વતીજી જ અધિષ્ઠાત્રી હોય ને ?

**ભારતી:** ભર્યા-ભર્યા મેઘ અથડાય,
ત્યહાં વચમાં વીજળીના જ ભડકા થાય.
શિરસા વધાવું છું હું
યતીન્દ્રજીનો વિનયાદેશ.

(ઉભય મહાજનોને નમી, સભાજનોને વન્દી, શ્રીમંડળના આશીર્વાદ ઝીલી, ભારતી મધ્યસ્થપાટે જઈને વિરાજે છે: જાણે તારકસંઘમાં પૂર્ણિમાની ચન્દ્રકલા ઉગી. અધ્વર્યુ જઈને મધ્યસ્થનું પૂજન કરે છે, ફૂલમાળ આરોપે છે. પૂજનસમાપ્તિ પછી શંકરાચાર્યજી ને મંડનમિશ્રજી આસને બેસે છે. પછી સભાજનો વિરાજે છે.)

ભારતી: ( ક્ષણેક વાગીશ્વરીનું ધ્યાન ધરીને પછી )
જ્ઞાનગગનના ગરુડરાજવીઓ !
આભની સકલ દિશાઓ છે ઉઘાડી,
એમ પ્રશ્નાવલીને પાળ નથી જ્ઞાનસત્રમાં.
અમૃતઝડીઓ વરસાવો અમરોની.

શંકરાચાર્યજી: રામભદ્રને એક બાણ હતું:
મ્હારે યે છે એક જ પ્રશ્ન.
કેવાક છે આત્મપરમાત્મના મહાતત્ત્વો ?

( સકલ સભાજનો રસાનન્દના ગૌરવમાં ડોલી રહે છે. )

મંડનમિશ્રજી: મહાત્મન્ ! મ્હારો યે ઉત્તર છે,
ગાયત્રીમન્ત્ર સમો, સ્વલ્પ.
આત્મા એ જ છે પરમાત્મા:
જીવાત્માથી અધિકું નથી કો જગતે:
યજ્ઞકુંડે યજ્ઞજ્વાલાની પેઠે.
एकोऽहं बहुस्यामः ઇતિ શ્રુતિ.
ઘીની પરનાળોથી એને પોષજો:
કારણ કે घृतो वै आयुः

પ્રધાન: }
શ્રોતૃગણ: } : મહાસત્યો ઉચ્ચારે છે મહાત્માજી.

શંકરાચાર્યજી: સિંહ તો પાડે નિજના પન્થ.
કેસરી ન હોય ઢાલધારી.

મંડનમિશ્રજી: શાસ્ત્રાર્થમાં શાસ્ત્રઢાલ છે પુણ્યપાવની.

શંકરાચાર્યજી: सत्यं, सत्यं, મહામેધાવીજી!
પણ આપણે અલ્પજ્ઞ ભૂલિયે
તો અર્થનો અનર્થ ઉતરે
મન્ત્રદ્દષ્ટા કો મહર્ષિજીને મુગટે.
આપનો આ શિષ્ય પરિવારઃ
એ આપ છો? મહાબુદ્ધિ!
મેધાવી! જ્વાલા તે યજ્ઞકુંડ ન્હોય.
इदं सर्वं मया ततम्:
પડદા ઢળે પ્રકૃતિના, ને ઢંકાયઃ
પણ એ છે આકાશવત્ અવ્યય.
બ્રહ્માંડની સકલ બ્રહ્મમંડળીને
મણકે મણકે છે તે ચન્દન.
સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિવન્તો
વેદવેદાન્તનો એ કેવલાદ્વૈત.
अजो नित्यो शाश्वतोऽयं पुराणन्.
સૂર્યનાં કિરણ સૂર્ય નથી,
પીંછાં તે મોર નથી,
સાગરના તરંગ સાગર નથી.
માહિષ્મતીના સહુ કો પંડિતવર્ય
માર્તંડઓજસ્વી મંડનમિશ્રજી નથી.
સતીધર્મા ભારતી દેવી ભાખશે કે
માહિષ્મતીના મહાવિદ્વાનો મંડનમિશ્રજી છે સૌ?

( ચકિત સભા ચિત્રચીતરી થાય છે, મધ્યસ્થ મૂંઝાય છે. સતીનું સતીત્વ ઉચ્ચારાવાતાં રોધે છે કે 'પ્રત્યેક મહાજ્ઞાની મંડનમિશ્રજી છે.' જ્ઞાનમેરુ સમા મંડનમિશ્રજી યે ચિન્તનડૂબ્યા શા થંભે છે.)

વાગ્દેવતાનાં અવતારસ્વરૂપા
જ્ઞાનપાટેશ્વરીજી નિર્ણય ઉચ્ચારે,
શિરસા તે વન્દ્ય છે.
પ્રત્યેક જ્ઞાનેશ્વર માહિષ્મતીનો મંડનમિશ્રજી છે?

**ભારતી**: ના, યતીન્દ્રજી ! નાઃ
પ્રત્યેક જ્ઞાનેશ્વર મહાત્માજી નથી–
મ્હારે કે પુરજનને યે મન.
એ છે પરમ દૈવત–મ્હારે,
એ છે પુરમહિમા–પુરજનને.
મહાત્માજી છે માળાના મેર.
પણ મહાત કીધા અમ મહારથીને
અતિરથી શા યતીન્દ્રજીએ.

**શંકરાચાર્યજી**: સ્વયંભૂ, સર્વજ્ઞ, સર્વસ્થ, સર્વસંચારી,
સર્વશક્તિમાન તે પરમાત્માઃ
અલ્પજ્ઞ, એકસ્થ, અલ્પશક્તિમાન,
દેશકાલના વાઘાવાળો એ આત્મા.
પરમાત્મા છે વિરાટદેહનો મહામાર્તંડ;
પરમાત્માનું કિરણ એ આત્મા.

सत्यपि भेदापगमे नाथ ! तवाहं, न मामकीनस्त्वम्;
सामुद्रो हि तरंगः, क्वचन समुद्रो न तारंगः

**સકલ સભામંડલી** : જય–જય; सत्यमेव जयते

(સકલ શિષ્યમંડલી ને પુરજનો ઉઠીને શંકરાચાર્યજીની ચરણ-વન્દના કરે છે. જ્ઞાનપાટેથી ઉઠીને મંડનમિશ્રજી શંકરાચાર્યના પાટ-પદમાં જઇ વિરાજે છે.)

**અધ્વર્યુ**: આભલાં અથડાય ને ગાજે,
ને વર્ષા વરસે દુનિયા ભીંજવી:,
એવા ગર્જે ને વર્ષે છે જગમાં
ફિલસુફીઓના વિશ્વમેઘ.
યુગે યુગે થાય છે શાસ્ત્રમન્થન.
રચાય છે, સોહે છે, પડે છે
એ ફિલસુફીઓના મહાદુર્ગો,
એ દર્શનોની દુનિયાંઓ,
એ ન્યાયશૃંખલાની સોપાનશ્રેણીઓ.
અને ત્હો યે સીમાઓ છે,
ભરતીની સીમાઓની પેઠે,
બુદ્ધિના એ ઉછળાટોને.
આંતરીને ઉભાં છે આભ
બુદ્ધિપંખાળા ગરુડરાજોના મહામાર્ગ.
ખાડીઓના છલબલાટ છે
જગતભરનાં શાસ્ત્રદર્શનો:

સામુદ્રધુનીમાંનાં અથડાતાં જાણે નીર.
નથી એ મહાસાગરના મહાશબ્દ.

( હિન્ડોળા ખાતી વીજળીની વેલ સમી, પ્રલયની છોળ જેવા દૃષ્ટિતરંગ ઉછાળતી ભારતી મધ્યસ્થપાટેથી ઉઠે છે, યતીન્દ્ર સમીપે જઇ વન્દી પ્રતિપક્ષીને જ્ઞાનપાટે વિરાજે છે. ઝંખવાયેલી સભા સચેતન થાય છે. )

**શંકરાચાર્યજી.** કૈકેયી મહારાણીજીએ થંભાવ્યો હતો
રણસંગ્રામમાં દાશરથી રણરથને.
ઘવાયેલા કેસરીને પડખે મહાવનમાં
આવીને ઉભી છે કેસરિણી.
નહિ ચાલે મુજ શા એકલપન્થીનું.
પરબ્રહ્મ કાંઇક પ્રકૃતિવશ છે:
સંસાર સ્હામે યતિ છે સહાયસૂનો.
ને નકારાતું ય નથી આહ્વાનને એ.
સંસારદેવિ! સજ્જ છું જીતાવાને કાજ.

**ભારતી:** યતીન્દ્રજી! પૂજ્ય છો:
સ્વામીજી છે મ્હારે તમથી યે પૂજ્ય.
નહિ તો નવ સોહાય
યતીન્દ્ર શું હોડ સ્ત્રીજનને.
મ્હારો યે છે એક જ પ્રશ્ન,
સંસારિયાના પરમ પ્રાણ સમો:
ભાખોજી નરનારનાં તત્ત્વદર્શન.

(શંકરાચાર્યજી ક્ષણેક મૌનચિન્તન સેવે છે; સાયંકાળે જળમાં ડૂબતા કમળ શો અન્તે કંઠ ઢાળી દે છે)

**શંકરાચાર્યજી:** શું ભાખું? નિરુત્તર છું, અજ્ઞાની છું.
નરતત્ત્વને તો અનુભવું છું,
નારીતત્ત્વને પિછાનતો નથી.

**ભારતી:** મહાનુભાવ યતીન્દ્રજી!
શાસ્ત્ર સ્થાપવા આવ્યા છો
કે ઉત્થાપવાને કાજ?
આર્ય સંસારવિધાન એટલે
વર્ણાશ્રમની વાડીઓ.
એના પાયા ઉચ્છેદો છો શાને?
ગૃહસ્થાશ્રમ માણ્યા વિના
સંન્યસ્તના શે ઓઢ્યા છે અંચળા?
ધર્મમૂર્તિ થઈ શાસ્ત્રવિધિ ઉલ્લંઘ્યો,
મહાજ્ઞાની કહેવાઈ અજ્ઞાની રહ્યા
જગતના માતૃતત્ત્વના.

(સભાજનો ઉત્કંઠ થાય છે; સ્ત્રીમંડળી, ઉર્ધ્વકંઠી સારસીઓ શી, અધૂકડી થાય છે.)

**શંકરાચાર્યજી:** (જ્ઞાનપાટેથી ઉઠી પ્રણામાંજલિ કરી રહીને)
સંન્યાસીને હરાવે જ
જગતનું માતૃતત્ત્વ.
આપો એ અપરાધનાં પ્રાયશ્ચિત્ત.

સહુ સ્વીકારું છું એ આરોપ.
ને એથી ઉભો છું આજ અંહી
જ્ઞાનીઓની સભામાં હું અલ્પજ્ઞ.
વિજય સદા વિશ્વવિજયાના છે.
સંસારને મ્હેં ઓળખ્યો નથી.
વાગીશ્વરીના નિજ પુત્રીઓને છે આશીર્વાદઃ
સંસાર જીતશે સદા સંસારિણી.
જગતમાં માતૃતત્ત્વ જ ચક્રવર્તી છે.

**માહિષ્મતીની સુન્દરીઓ** : મ્હારે બુદ્ધિના બાગ ઉગાડવા,
પાણીડાં કેમ ભરીએ ?
મ્હારે ભરવી સંસારિયાની હેલ:
પાણીડાં કેમ ભરીએ ?

(ભારતીના પાટપદમાં જય વિરાજે છે. બે ભુજાઓએ બે–બે કેસરીને બાંધી બેઠેલી વાગ્ધેશ્વરી સમોવડી ભારતી, પરબ્રહ્મને યે વશ કરતી પ્રકૃતિ સરિખડી, બ્રહ્મચર્યસ્વિની યોગમાયા શી, ઝળહળી રહે છે.)

**લોકમેદિની:** જય માહિષ્મતીની મહાપંડિતાનો!
જય જગતની માતૃજ્યોતનો!

**શંકરાચાર્યજીઃ** વેદાજ્ઞા ઉચ્છેદી,
સંસારવિધાન ઉત્થાપ્યું,
સનાતન શાસ્ત્રમંડાણ ઉવેખ્યું:
જાણે આર્યત્વના પાયા ઉત્થાપ્યા.

માતૃતત્ત્વનો આજ્ઞાની રહ્યો.
અજાણતાં અપરાધ આદર્યો.
જાઉં છું એની તપશ્ચર્યાને કાજ.
પાછા વળ્યાની તિથિ સૂધી
જાળવજો મુજ મૃતિકાપિંડને.
પરવરું છું પ્રાયશ્ચિત્તનાં તપોવનમાં;
દેહ ત્યાગી વિદેહમાં,
સંન્યસ્ત છાંડી સંસારમાં.
આવીશ ત્ય્હારે ઓઢીશ પાછા
વિશ્વધ્વજ શા સનાતન સંન્યસ્તના
ઉતારેલા મ્હારા આ અંચળા.
આદેશ.

(માહિષ્મતીની વિદ્દ્સભા વચ્ચે મહાનુભાવ યતીન્દ્રનો દેહ પડે છે, ને પરકાયાપ્રવેશ કાજે જતો આત્માનો જ્યોતિર્બિંબ અદ્રશ્યમાં ઉડી જાય છે. માહિષ્મતીની જનતા આશ્ચર્યમુગ્ધ ન્હાળી રહે છે.

ગગનમાં દેવોનાં દુંદુભી વાજે છે, જયગીત ગાજે છે.)

**માહિષ્મતીની સુન્દરીઓ** : સખિ! કાળના કુવાને કાંઠડે
પાણીડાં કેમ ભરીએ!
મંહી માંડી દિશાઓના દોરઃ
પાણિડાં કેમ ભરીએ!



## પ્રવેશ ત્રીજો

### દામ્પત્યપ્રતિષ્ઠા

(તમસાનું રસમધુરું જલવ્હેણુ વહી રહ્યું છે. પ્રભાતે જાગતી વનકુંજમાં પંખીકુલ કલ્લોલ કરે છે. ત્ય્હાં નિત્યકર્મ કાજે સહશિષ્ય-પરિવાર મહામુનિ વાલ્મીકિજી પધારે છે: જાણે જલતીરે શુન્યમાંથી સૂર્યમંડળી ઉતરી.)

**મહામુનિ:** ગાલવ! જલાશય બહુ જોયાં.
આજ હૈયું ઠરતું નથી ક્ય્હાંય.

**ગાલવ:** હૈયાને ઠલવાવું હશે, મુનિદેવ!

**મહામુનિ:** કાંઇક થાય છે ઊંડી આત્મવેદના.
આભ ફાટયો ને પ્રભાત પ્રગટયું.
અરુણ કિરણો કુંકુમવર્ણાં છે;
સૌભાગ્યવતીના મણિચન્દ્રક શો
દિશાભાલે છે બૃહસ્પતિનો તારલો.
વાયુ અણઉકલતા સન્દેશા આણે છે.
આભગર્ભમાં ઉગ્યો છે જાણે
આજે કો મહાયોગ.
પણ વંચાતા નથી એના વિધિલેખ.

**ગાલવ:** મેધાવી મહાત્મન્!
પંખીકુલ જય્હાં સાનન્દ કલ્લોલે છે

એ આ તમસાનો તપસોહન્ત આરો.
નિર્મળાં વહતાં જળ તો જાણે
દમ્પતીનાં રમતાં હાસવિલાસ.

**મહામુનિ:** પ્રસન્નાત્માનાં ચિત્ત સરિખડાં
તમસાનાં છે પ્રસન્ન નીર:
ને હસતો છે નિર્કર્દમ આ આરો.

**ગાલવ:** જાણે દેવમધુરી કવિતાનાં
અમૃતમધુરાં નીર.

**મહામુનિ:** વસન્તના આભમાં જાણે
ઉર્મિપાથરી અભ્રગંગા.
અંહીજ પ્રાત:કર્મ કરીશું આજ.

(સંસારના આછાં પડ સમું ઉત્તરીય ઉતારી મહામુનિ જલવહે-ણમાં વિરાજે છે. તમસાની લહરીઓ આવી અભિષેક કરી જાય છે. પ્રાચી દિશાને મહામુનિ પ્રાત:અર્ઘ અર્પે છે)

**મહામુનિ:** આત્માની પાંખડીઓ ઉઘડે છે આજ:
જાણે અરુણોદય યુગયુગના મહાબોલ બોલશે.

**ગાલવ:** મહર્ષિ! આજનો છે કો મહાયોગ.

(શિષ્યપરિવાર જલમાં સંચરે છે. જગત ઉપરથી નેત્રો આવરી મુનિદેવ અન્તર્વાસી થાય છે. કમંડળ ભરી ભરી શિષ્યમંડળી મુનિ-વરને તમસાનાં નીરનો અભિષેક ધરાવે છે: જાણે મહેશ્વર ઉપર મેઘધારાઓ વરસી.

ચાંચમાં ચાંચ પરોવી રમતું-લાડતું ક્રૌંચજોડલું સરિતવેળુમાં આવી ઉતરે છે.)

**મહામુનિ:** (અન્તર્દર્શ્યાં નેત્રે જલધારાઓ ઝીલતાં જાણે ઊંડી ગુફામાંથી ઉચ્ચરતા હોય એમ)

**વત્સો! ધીરી ધારે, ધીરી ધારે:**
**ચન્દ્ર ઉપર ચન્દની વરસે છે એમ.**

(જલમાં પ્રવેશી ક્રૌંચદંપતી જલવિહાર માંડે છે, પાંખની છાલકે છાલકે પરસ્પરને ન્હવરાવે છે.

શિષ્યમંડળી મહામુનિને વનપુષ્પોથી વધાવે છે: જાગ્યા જેવા મહામુનિ નેત્રો ખોલી જગતને નિહાળે છે.)

**મહામુનિ:** ગાલવ! ક્યહાં છીએ આપણે?
હા; આ તો તમાસાનો તીર.

**ગાલવ:** દામ્પત્યનાં જાણે હસતાં નીર.
મહામેધાવી ગુરુદેવ!
બ્રહ્માંડયાત્રાએ વિહરી આવ્યા કે શું?

**મહામુનિ:** ગાલવ! બ્રહ્મરન્ધ્ર ફાટું ફાટું થાય છે.
અભિષેકે અભિષેકે
સંભળાતા'તા ધરતીના ધબકાર.
વાતાવરણનો વીંઝણો
વિશ્વમન્ત્રો વાય છે આજ.
આભ જાણે ઠાલવી નાંખે છે
અન્તરૂસંચ્યા સહુ મહાવૈભવ.

પ્રત્યગ્દષ્ટિનું પ્રજ્ઞાનેત્ર
પોપચું ફરકાવે છે ઉઘડવાને કાજ.
બ્રહ્માંડનાં જાણે બારણાં સંકેલાય છે.
આજ ઉગે છે કો મહાપર્વણી.

(ક્ષિતિજપાળે અર્ધ ઉગ્યા સૂર્યનારાયણને સ્તવતા મહામુનિ આરે એકાકી ઉભે છે. શિષ્યમંડળી ધર્મકર્મમાં પ્રવર્તે છે.

કાળમૂર્તિ શો કો નિષાદ મહાવનમાંથી તમસાતીરે ઉતરે છે.)

નિષાદઃ કુંજકુંજમાં શિકાર ખેલું છું, તો યે
ભાગતી નથી મ્હારી ભૂખ.
હૈયામાં ભૂખનો અગ્નિ ઉછળે છે.

(લોચનની શઘડીઓમાંથી તણખા વરસતો નિષાદ ચોમેર નિહાળે છે. પાંખમાં પાંખ પરોવી તમાસાની જલલહરીઓમાં તરતું, પીંછાથી પરસ્પરને જલકણ છાંટતું આનન્દતું ક્રૌંચજોડલું નિરખે છે.)

નિષાદઃ હૈયાને બાળે છે એમના વિહાર.
આંખડલીમાં ભડકા ભભૂકે છે.
નથી જોયો જતો એમનો આનન્દ.
એ માણે છે, ને હું છું ભૂખ્યો.
એમનાં સુખ હોલવીને
હોલવું મ્હારી હૈયાહોળી.

(કાળઆંકડા શા ચાપ ઉપર મૃત્યુદંષ્ટ્રાળું બાણ માંડી તાકે છે. ઉડતા સર્પ સમુ બાણ ઉડે છે. પ્રસન્નચિત્ત સમા તમસાજલમાં દામ્પત્યરમણા રમન્તાં ક્રૌંચયુગલમાં પ્રવેશી ક્રૌંચને મૃત્યુડંખ દે છે.

મૃત્યુમૂર્છા ખાઈ ક્રૌંચ જલમાં પડે છે. કારમી કિકિયારી નાંખતી ક્રૌંચી પાંખો ફફડાવી વિલપતી આભમાં ચક્કરા ખાય છે. તમસાજલમાં રુધિરરેખાઓ ઢોળાય છે, જાણે ઉચ્છેદાયેલા દામ્પત્યહૈયાની ધારાઓ રેલી.)

**નિષાદ:** **આનન્દ! આનન્દ! આનન્દ!**
**એમના આનન્દને ઉચ્છેદ્યો**
**એ જ મ્હારો પરમ આનન્દ.**

(શકરો બાજ પીંછાં ખોલે એમ નિષાદ નિજનાં પ્રલંબઘોર કેશઘૂંચળાં ઉછાળે છે; જાણે એટએટલી પીંછીઓએ વાતાવરણમાં આલેખતો હોય કે 'મૃત્યુ'.

ક્રૌંચવધૂની કાળકારમી કિકિયારી સાંભળી કલ્લોલતી કુંજ શબ્દશૂન્ય થાય છે. એક ગજે છે એ આક્રન્દબોલ. મુનિવરની કૌતુકપૂછતી દૃષ્ટિ દામ્પત્યની મૃત્યુદિશા ભણી વળે છે. તમસાનાં સૌમ્ય જલમાં રૂધિરરેખા, વાયુકમ્પાવતું ક્રૌંચીવિલપન, શિલાપાટે શિર પટકી ક્રૌંચીબાલાનો દેહત્યાગ, વિશ્વવિકરાળ એ કાળક્ષણનો હત્યાકાંડ, મહાવન માં પડતાઉપડતા ત્હેના પડઘાની પરંપરાનું ત્રિકાળદર્શન આદિ કવિની આંખડલી ભરી ઉભે છે. વર્ષાઝડીઓની ઉભરાતાં ઘોષનાં પૂર ગડગડે છે એમ કવિકુલપિતાની મુખગુફામાંથી સમવર્ણી છન્દોબદ્ધ શ્લોકઘોષણા ગાજે છે)

**મહામુનિ:** मा निषाद! प्रतिष्ठांत्वमगमः शाश्वतीः समाः।
यत्क्रौंच मिथुनादेकमवधीः काममोहितम्॥

**ગાલવ:** **ગુરુદેવ! કોને એ શાપ?**
**શાને એ શાપ? દુનિયા ડૂબી કે શું?**

**મહામુનિ:** (લલાટ નિર્દેશી, ભાગ્યદેશ દાખવીને)
**જેવાં માનવકુલનાં ભાગ્ય.**

દામ્પત્ય આજ ઉચ્છેદાય છે.
હા, પૃથ્વી ડૂબતી દેખું છું.
મૃત્યુમુખા પેલા નિષાદને એ શાપ.

(કાળમુખા નિષાદશિરે શિષ્યમંડળી ક્રોધકિરણો વરસાવે છેઃ ગુરુમુખની શ્લોકબદ્ધ વાગીશ્વરી ઝીલી લેઇને તન્ત્રી સંગાથે ફરી ફરીને ગાય છે.)

**શિષ્યમંડળી:** मा निषाद ! प्रतिष्ठांत्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंच मिथुनादेकमवधीः काममोहितम् ॥

(ખિન્નતામાં—શોક દયા પશ્ચાત્તાપની વિષાદછાયાઓમાં મુનિપુંગવ ડૂબે છે. તેજ ઘોડીલા સમો એવે ગગનગુફામાંથી હંસરાજ ઉતરે છે, ને ભુજામંડળમાં વેદચતુષ્ટય લઇ બ્રહ્માજી પધારે છે. પરસ્પર વિનયવન્દના થઇ રહે)

**બ્રહ્મદેવ:** શ્રોત્રીય ધર્માચરણી શિષ્યજનો છતાં,
ઓ બ્રહ્મચર્યઓજસ્વી બ્રહ્મચારીઓ !
મહામુનિ કાં ખિન્નમુદ્રાળા ભાસે આમ ?
જાણે વાદળઆચ્છાદ્યા સૂર્યદેવ !

**ગાલવ:** દામ્પત્યઉચ્છેદનાં દર્શને.
જગતના પાયા પડે છે, મહારાજ !

(બ્રહ્મદેવનો શબ્દ સાંભળી મુનિવર જાગી જાય છે. અર્ધ્યપાદ્યપુષ્પે વેદચતુષ્ટયને વધાવી બ્રહ્મદેવને હસ્તાંજલિ કરી ઉભે છે.)

**બ્રહ્મદેવ:** મહામુનિ ! શોચો મા. શાપ નહિ,
મુખમાંથી દેવપુષ્પો ખરેલાં છે એ.
આત્મામાં ઉગે છે એ ગાવ

વિશ્વઘેરે ને રસમધુરે શબ્દે.
દામ્પત્યઉચ્છેદના દશાનડંખાએલા છો,
ગજાવો જગતમાં દામ્પત્યપ્રતિષ્ઠા.
યુગના યુગ સાંભળશે એ મહાબોલ.
મુજપ્રેરી પ્રવર્તે છે એ વાગીશ્વરી.
એ તો વરસે છે, મુનિપુંગવ!
ત્રિભુવનસોહામણી વાણી.

**મહામુનિ:** સાંભરે છે, હા! મ્હને સાંભરે છે.

(ગદ્‌ગદ કંઠ થાય છે.)

અવધચન્દ્રની એ દામ્પત્યકથા,
જગત્‌પાવનીરામભદ્રની એ દેવકથા.
આપના આશીર્વાદથી વહેવડાવીશ
જગત્‌પાવનકારી એ કાવ્યગંગાને.

**ગાલવ:** પણ, ઓ વિશ્વસ્રષ્ટા! કહો,
જગત કેમ સર્જ્યું એવું આપે?
તમસાને આરે નિષાદ,
ને ગોદાવરીને આરે રાવણરાજ?
યુગયુગને ખોળે કાં અવતરે છે
એવા દામ્પત્યઉચ્છેદતા બ્રહ્મરાક્ષસો?

**બ્રહ્મરાજ:** (ચતુર્દિશ સમા ચતુર્વદને ચન્દની શું સ્મિત કરતા)
મહામુનિ સુધારશે બ્રહ્માની એ ભૂલ.

કાળસ્થાયી સ્થાપશે દામ્પત્યનું પ્રતિષ્ઠાપન.
એ થશે અમૃતનું કાવ્ય,
ને અમરો પીવા ઉતરશે એ કાવ્યસુધા.
જગત્‌કવિતામાં અદ્‌ભુત એ ગાશે
સંસારનાં પરમ પ્રતિષ્ઠા ને મહિમા.
આ વેદચતુષ્ટય ને એ દામ્પત્યકાવ્યની
કાળઆરે કો તુલા માંડશે
તો મહર્ષિજી! મહિમા કાવ્યગંગાનો વધશે.
ગાવ, મહામુનિ! મહાશબ્દે
જગતભરમાં એ દામ્પત્યમહિમા.
દામ્પત્યધર્મના ઉચ્છેદકો યે
દામ્પત્યધર્મને રાજમાર્ગે સંચરશે.
નિષાદો ઉચ્છેદશે જગદામ્પત્યને,
ને મહામુનિઓ માંડશે સદા
દામ્પત્યપ્રતિષ્ઠાના વિશ્વસમારંભ.
સંસારને સનાતન સન્દેશ સમર્પવા
એ જ છે મહર્ષિઓનું માહાત્મ્ય.
તન્ત્રીઓ છેડો, આત્મપુત્રો!
ને ગાવ એ શ્લોકબદ્ધ મહાવાણી,
રામભદ્રની રામકથાનો આદ્ય મન્ત્રઃ
मा निषाद! प्रतिष्ठांत्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंच मिथुनादेकमवधीः काममोहितम् ॥
દામ્પત્ય છે સંસારનું સનાતન સિંહાસન.



## પ્રવેશ ૪ થો

### ગંગાતીરના દેવઘાટે

(સૌન્દર્યકુંજે પ્રભાત ઉગ્યું છે, તડકો હજી નથી ઢોળાયો. ધવળાં નિર્મળાં પુણ્યરંગી પ્રભાતેજની ઝરમર જગત ભરી વરસી રહી છે.

પુણ્યોદકની ધીરગભીર લહરીલહરીથી દેવઘાટને વધાવતાં ગંગાજલ વહ્યે જાય છે આશ્રેની ઘટાઓમાંથી વેદમન્ત્રોની ગાનઘોષણા વાતાવરણને ડોલાવે છે. વિશ્વ પાવન કરવા વિચરતા સરિખડા પ્રાતઃહોમનાં ધૂમ્રવાદળાં, હાથીનાં બચ્ચાં સમાં, કુંજઆચ્છાદ્યા ઋષ્યાશ્રમોમાંથી ઉડી ઉડી આભ-આંગણે રમે છે. જગતની નિદ્રા ઉતરી છે, તન્દ્રાનાં ઘેન ઉતર્યાં નથી. પ્રવૃત્તિની પાવડીએ માનવી હજી ચ્હડયા નથી, સ્વપ્નાંની પાંખે સોહાય છે.

ઘાટે સ્વર્ગવિમાન પડેલાં છે. ઉત્સવએકાદશીનાં સ્નાને અપ્સરાવૃન્દ પુણ્યોદકે પધાર્યું છે)

**મેનકા:** ઉર્વશી! હૈયાંને ઢાકો.

સૂર્યચન્દ્રઆચ્છાદતી પાલવવાદળી

સરતી જાય છે જાણે

**રંભા:** અમૃતકુંભ ઠલવાઇ નહિ જાય.

ઉર ભીંજાયાં છે આપણાં;

ને ગુલાબને પાંદડીઓ ચ્હેટે

એમ હૈયાંને વળગી છે પાલવપાંખડીઓ.

**ઉર્વશી:** હૈયાં ઢોળાશે તહો યે ગંગોદકમાં.

**રંભા:** આપણાં સ્વર્ગ એટલે

નિત્યયૌવન ને અખંડસૌભાગ્ય:

આનન્દની અનસ્ત પૂર્ણિમા.

**તિલોત્તમા:** સ્વર્ગની કવિતા વરસો છો

ત્હમે તો આજ પૃથ્વીલોકમાં:
દેહતેજે, મુખને મરકલડે, હૈયાની રસધારે.
ધન્ય ભાગ્ય છે માનવલોમના
કે સ્વર્ગની વાદળીઓ ધરતીમાં વરસે છે.

**ઉર્વશી:** ત્હો યે નિરખો આભને આરે,
પે-એ-લા ગરુડદેવ ઉડે રસતરસ્યા.

(દિવસના બોલ સમી ઘાટશિખરેથી વેદઘોષણા ગાજે છેઃ કુંજમાં ને વનઝુંડોમાં પડઘાની પગલીઓ પાડતી પાડતી તે સરિતાપટ ઉપર ઢોળાય છે. સ્વર્ગની રુપકલાઓ ચકિત થઈને જલક્રીડન કરતી થંભે છે.)

**મેનકાઃ** એ તો સામગાનનો મન્ત્રઘોષ.
સામગીત સાંભળું છું ત્યહારે
સાંભરે છે એ વસન્તપ્રભાત.
મ્હારા રુપબાણની ઢાલ કરી
વસિષ્ઠજીએ ગાયો'તો સામ મન્ત્ર.
ને મહાયોગીન્દ્ર કૌશિક–

(મેનકાનાં નેત્રોમાં રંભા જલઅંજલિ છાંટે છે; જલડંખન ખમાતા હોય એમ મેનકા મુખડું કરપાંદડીઓમાં સંતાડે છે.)

**ઉર્વશી:** મહેન્દ્રપાઠવી ત્હારી તો
ભૂલ ન્હોતી, નિશ્ચય હતો.
મહાયોગીન્દ્રની યોગલક્ષ્મી
સૌન્દર્યપાત્રમાં ઠલવાયે
જગતને લાધ્યું રસનું અમરફૂલ.
ભૂલનો એ પરમ ભેદ.

તપ ને સૌન્દર્યના સંગમ,
ત્ય્હાં પ્રગટે રસનાં અદ્‌ભુત ઝરણાં.
આત્મવસ્તુઓ સમર્પીને યોગીન્દ્રે
જગતને દીધી રસની રસેશ્વરી.
ત્‌હમે તો રસના મેઘ વરસાવ્યા.

**મેનકા:** રાખો, રાખો, રૂપરાણીજી !
મા મારો બોલનાં બાણ.
પુરુરવસ્‌ની પ્રેમકથા માંડું કે?
આભરમન્તાં જૂવો આ ધૂમ્રવાદળાં:
આંજણ આંજી કો આંખડલીમાંથી ઉડતાં
જાણે વિષદંશી નાગઘૂંચળાંઓ.

**રંભા:** પુરુરવાને રસતાળી દઈ
આભમાં ઉડી ગઈ 'તી તું
ત્ય્હારે એવો દીઠો 'તો એ લોકરાજવીએ
ત્‌હારા ઉડી જતા પાલવછેડલાને.

**ઉર્વશી:** અગમ્યને અક્ષરે આલેખાયેલી
એ તો આપણાં પ્રારબ્ધની વાતો.
એને સંભાર્યે યે શું ?
સરિતાની જલલહરી વહી ગઈ:
ગઈ લહરી પાછી આવી છે કો ?
જગતનાં સુખદુઃખનાં મોજાં,
જીવનગંગાની એ તો
આવતી જતી જલલહરીઓ.

સ્મરણો એક જ છે અમ્મર જગતમાં.

**મેનકા:** અગોચરની એ વાતોઃ
આંહી હોય ધરતીઘાટે ?
અણુસ્હમજ્યાં જાય ઉદયાચળની યાત્રાએ
તે આથમે જઇને અસ્તાચળે.
જગત આજ સોહામણું લાગે છે:
સૃષ્ટિએ જાણે સોહાગ ઓઢણી ઓઢી.

**રંભા:** અલીઓ ! નિરખો તો ખરી.
આ જલ તો અદ્‌ભુત છે, બાઇ !

**તિલોત્તમા:** અદ્‌ભુત જાણી તો સ્નાને આવ્યાં
મન્દાકિની મૂકીને ગંગાઘાટે.

**ઉર્વશી:** મન્દાકિનીના આરે છે દેવોના વિલાસ,
ગંગાને ઘાટે છે ઋષિવરના પુણ્યાશ્રમ.
ગંગોદકમાં જ નથી એક
ગંગાજીની પાવનકારિતા:
તીરનાં ઝુંડો કુંજો વનો મહાવનો
ઘાટ મન્દિરો આશ્રમોમાંની સાધુતા:
એ છે ગંગાજીનું સાધુત્વસર્વસ્વ.
પ્રયાગ ને વારણાવટ
સ્વર્ગમાં શોધ્યાં યે માઠાં સાંપડે.
પણ એવડાંક શાં દીઠાં
અદ્‌ભુત આંહી ?

**રંભા:** જૂવોને જલની લહરીલહરીમાં.
રેખારેખામાં તરે છે પુણ્યનાં અણુરેણુઓ;
જાણે રત્નો વાટી રજ વેરી હોય ને!
વીણવા મથું છું કલ્હારની,
પણ ઝાલ્યો ઝલાતો નથી રતનપરમાણુ.

**મેનકા:** એ તો પુણ્યપરમાણુનાં તેજછાંટણાં,
પુણ્યોદકે નાચન્તાં પુણ્યનાં વિદ્યુત્કિરણો.
એ તો ઉરલહરી સરિખડાં:
એમાં સ્નાન થાય,
ઝાલ્યાં એ ન ઝલાય.
સાધુઓનાં નેત્રામૃતની સાધુતા,
મહામુનિઓનાં તપોજસ,
બ્રહ્મર્ષિઓનાં બ્રહ્મવર્ચસ,
યુગયુગથી સંચાતાં એ તો છે
ગંગાઢોળ્યાં પુણ્યવન્તાંઓનાં પુણ્યભર્ગ.

**ઉર્વશી:** ઉડતાં આભલાં વર્ષા વેરે,
એમ વેરે છે પુણ્યવર્ચસ્વીઓ
બ્રહ્માંડભરમાં પુણ્યનાં તેજઅણુઓને.
ઉગે છે, પાંગરે છે, પ્રફુલ્લે છે
એ બીજ અવસર ઉગ્યે.
અમૃતનો છાંટો કો અફળ ન જાય.
એ તો પુણ્યનાં પરમાણુ.

**તિલોત્તમા:** અંજલિ ભરી ભરીને જો,

સરી જશે અંગુલિઓમાંથી એ.
ખોબલા ભરી ભરી લલાટે વધાવ;
મોતીડાં શાં અલકઅલકે પરોવાશે,
મુગટ થઈ માથે વિરાજશે.

(અરુણતેજ સમો કો અદ્દભુત તેજપુંજ વનવનમાં ને ગંગાપટમાં સહસા ઝળહળી ઉઠે છે, ને અધક્ષણેકમાં પૃથ્વીપાટે પરવરતા પ્રભાતના બાલસૂર્ય સમોવડા ગર્ભજોગી યોગકુમાર શુકદેવજી, પૃથ્વીરગડતા કમલ-કુન્દ સમા, દડબડતા દડબડતા તપોવનમાંથી નીકળી, દેવપંખી સરિખડા ઉડતા, ઘાટઘારે થઇને મહાવનમાં અદૃશ્ય થાય છે. એમની એકદૃષ્ટ આંખડલી, એકશીખ દીપ સમી, યોગમાર્ગ સમો રાજમાર્ગ નિહાળી રહી છે. સ્નાનભીની, અબરખ શાં અંબર ઓઢેલી, ચકિતવદના અપ્સરાઓ અર્ધઢાંકી ચન્દ્રકલા શી દેહજ્યોતે ગર્ભજોગીને નિહાળી રહે છે. ન તો ગર્ભજોગીનું કે ન તો કો સૌન્દર્યમૂર્તિનું રોમકિરણે ફરકે છે. દેહપર સૃષ્ટિનાં એ કોઇને દેહભાન જાગતું નથી.)

**મેનકાઃ** સૂર્ય નારાયણ નાઠા જાય છે
ધરતીને ખોળે જાણે.

**ઉર્વશીઃ** બ્રહ્મલોકના છે કો બ્રહ્મચારી.

**રંભાઃ** અજબ દીઠો એ યોગીન્દ્રને.
સૂર્યતેજથી લજવાઇએ
તો એનાથી લજવાઇએ.

**મેનકાઃ** પૃથ્વીના પુણ્યશિખરે વિરાજતી
અનોખી છે યોગીશ્વરોની એ જમાત.
અમૃતઆયુષ્યવન્તા યતીન્દ્રો જ છે
જગતના કલ્યાણક ને ઉદ્ધારક.

કો દેવમુહૂર્તે દર્શન થાય એમનાં.
—વીણો, પુણ્યોદકનાં કિરણો વીણો.

**ઉર્વશી:** આ કિરણ ઝલાય તો એ ઝલાય.

**રંભા:** સૌન્દર્યોપાસક એક રસિકરાજ કહેતા'તા:
'ઝાલવા તો જાઉં છું સૌન્દર્યને,
ત્ય્હાં કરમાં ઝલાય છે શરીર:
પીવા જાઉં છું રસને,
ત્ય્હાં પીવાય છે પાર્થિવતા.'
—હું ઝાલીશ એ વિહંગરાજને.

**મેનકા:** આ પુણ્યકિરણોને ઝાલવા જતાં યે
ઝલાય છે આ જલોર્મિઓ:
ને એ યે સરી જાય છે
અંજલિ—અંજલિમાંથી.
એવી છે ગેબની ગહનતાઓ.
મોંઘેરી છે મનુષ્યને આવડત
આત્મતત્ત્વને ઝીલવાની ને ઝાલવાની.
—રહેવા દ્યો; એ ભાત છે અનોખી.

**રંભા:** અજીતને જીતવાં એ જ છે પરાક્રમ.

(બ્રહ્મસૂત્રોથી મહાવન ગાજે છે. વિદ્વત્તાના ભાર સમા જટાજુંડધારી, નિર્ઝરતી વાગ્ધારાઓ શી પ્રલંબશ્વેત દાઢીવાળા, શરદ્ સરોવર સમાં નયનગામ્ભીર્યવન્તા, આભના થંભ જેવા ભવ્ય ને ઉન્નત, અમ્ભોનિધિ સમા અગાધ, બ્રહ્મર્ષિ વ્યાસ ભગવાન વનરાજીમાંથી પધારે છે: જાણે વનાટવિઘેર્યું કો કૈલાસશૃંગ આવ્યું. મુનિવરની

પ્હેલ્લી દ્રષ્ટિ રાજમાર્ગ ઓળંગીને મહાવનમાં વિચરે છે. બીજો દ્રષ્ટિ પલકાર દેવઘાટના સ્ફટિકઆરે પડેલાં સ્વર્ગવિમાન ને ચીરઢગલાને નિહાળે છે. ત્રીજો દષ્ટિપાત ગંગાઓ્હેણુનાં પુણ્યોદકમાં રમતાં રૂપકમલો ઉપર પડે છે. ક્ષણ-અધક્ષણમાં જ દગવીજળીને વારી-સંકેલી લે છે. પણ એ અધક્ષણમાં તો લજ્જાઝંખવાતો અપ્સરાસંઘ કંઠકમળ સુધી જલપૂરમાં ડૂબકી મારી માથે કમલપત્રની લજ્જાઢાલો આચ્છાદી દે છે. 'હે પુત્ર!' 'હે પુત્ર' પોકારતા પુત્ર પાછળ પરવરતા વ્યાસ ભગવાન વનરાજીમાં અન્તર્ધાન થાય છે.)

**ઉર્વશી:** (લજ્જામૂર્છા વચ્ચે)
રુપરાણી મેનકાજી!
કંઇ શરમના શેરડા પડ્યા આજ તો?

**તિલોત્તમા:** જોજો, રૂપની કવિતા ઢળી ન જાય.

**મેનકા:** ચન્દ્રમા ઝગમગતાં શરમાય
તો આપણે ઝળહળતાં શરમાવાનું.
ત્હો યે એ જગતજ્ઞાનીનાં દર્શને
લજ્જાનાં અરુણાં ઉગ્યાં આજ.
એમ કેમ?

**ઉર્વશી:** બાળો જોગી ને શાણો સંસારી:
એમનાં નયણાંના નાચ જ ન્યારા.

**તિલોત્તમા:** એમને આકર્ષે છે આપણી રૂપકલા;
આપણને આકર્ષે છે એમનાં ગુણકિરણો.
સોહામણાં સ્વર્ગો ઝંખવાય
મહાનુભાવ મહર્ષિઓનાં મહિમાતેજથી,

તપોધનોના તપપ્રભાવથી.

**રંભા:** મેનકા! ઉર્વશી! વિશ્વશોભનાઓ!
પ્રભાત પ્રફુલ્લી સ્હવાર થયું.
સોનરેખ કિરણો નાચે છે
ગંગોદકની લહરી લહરીની છોળે.
ચાલો, સૂની છે સ્વર્ગની વાટ: સાંચરિયે.
વળી આવશે કો અલબેલડો
ને વાગશે મહીતલનાં મોહબાણ.

**મેનકા:** હા સ્તો, ચાલો સ્વર્ગને સોહાગપન્થે:
પે–એ–લા વિહંગરાજ ઉડે એ આભકેડીએ.
પૃથ્વીની પાર્થિવતાનો મહિમા તે મોહ.

(સ્વર્ગસાહેલીઓ ગાતી ગાતી સાંચરે છે.)

**ઉર્વશી:** લજ્જાવેલના છોડ નથી કાંઇ આપણે
કે દૃષ્ટિનાં કિરણ અડકયે બીડાઇએ.

**સ્વર્ગસુન્દરીઓ:** તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે;
સન્ધ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

આભમાં પ્રચંડપૂર ઉછળે છે પાણીડાં;
મનોવેગી વાય ત્ય્હાં સમીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

ઘેરાં ઘેરાં ડોલતાં હિન્ડોલ મેઘહોડલાં;
ગર્વઘેલાં, ઘટા શા ગંભીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

સાન્ધ્યરંગી સાળુ, મંહી મેઘશ્યામ વાદળી;
રુપેરી પાલવનાં ચીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

આંખડીનાં કિરણકિરણ વરસે કંઇ ફૂલડાં;
વીજળીની વેલ શા અધીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

ઉડો રાજ! પાંખમાં ભરી અનન્ત પ્રેરણા;
સાગરને નથી સ્હામા તીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

સન્ધ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે;
વીજળીની વેલ શા અધીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.



## પ્રવેશ ૫ મો

### પયગમ્બરોના કલ્યાણધ્વજ

(લોકલોકની પરમ સન્ધ્યા જામેલી છે, ને એ ત્રિલોકસન્ધ્યાની અદ્ભુત સન્ધિકા દિગન્તમાં ઉડી રહી છે.

બ્રહ્મમહેલના ચોકમાં અમૃતકુંડ ફરતાં દેવસિંહાસનો માંડેલાં છે. હિમાદ્રિ ઉપરથી અનેક ગંગાઓ, એમ અનેક દિશાના અનેક પન્થ ત્હાંથી ફૂટે છે. પન્થે પન્થે થઈને પયગમ્બર પધારે છે. એક આવ્યા અમૃતના મેઘ; બીજા આવ્યા બ્રહ્મવર્ચસ્વી સૂર્યરાજ; ત્રીજા આવ્યા સુધાકુંડ સમા ચન્દ્રદેવ; ચોથા આવ્યા ઝળહળાતા સ્વર્ગઅગ્નિ; પાંચમા આવ્યા જગત્વેદીના જાણે જગત્કવિ; છઠ્ઠા આવ્યા કાળજૂના જોગન્દર; નિજનિજના કલ્યાણધ્વજ ધારીને એમ સહુ પયગમ્બરો પધારે છે.

અમૃતકુંડને પગથિયે એક બાલદેહરીમાં દેવબાલક શા શુકદેવજી બ્રહ્મઆરતીની શિખાઓ પૂરતા વિરાજેલા છે. જ્યહારે જ્યહારે પયગમ્બર કો પધારે છે ત્યહારે ત્યહારે ભક્તિમૂર્તિ શુકદેવજી અર્ઘ્યપાદ્ય અર્પી, પુણ્યપુષ્પે વધાવી, જય ઉચ્ચારે છે—જય પરબ્રહ્મનો.

પરસ્પર હૈયે હૈયાં ચાંપીને, આંખડીમાં આંખડી ઢાળીને, દેવવન્દનાઓ વન્દી દેવસિંહાસનોએ વિશ્વદ્રષ્ટાઓ વિરાજે છે.

એ વિશ્વજ્યોતિર્ધરોના ચરણારવિન્દે શ્રદ્ધાભીના શુકદેવજી, પૂજ્ય ભાવનાના તુલસી છોડ શા, દંડવત્ પ્રણામ કરે છે.)

**શુકદેવજી:** વિશ્વદ્રષ્ટાઓની ચરણવન્દના લેતાં લેતાં અખંડ પાઠ ભણે છે:)

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरे,
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति.

**ભગવાન બુદ્ધદેવ** } : વિશ્વવૃદ્ધોમાં વૃદ્ધ બાલકા! પ્રસન્નમન તો છે ને?

શુકદેવજી: આજ તો મ્હારા આયુષ્યનું પર્વ.
આ તો છે ત્રિલોકોદ્ધારિણી કલ્યાણસભા.
એવો કોણ હોય હતભાગી
કે દર્શને પ્રસન્નચિત્ત ન થાય?
આજ તો યુગયુગનાં કમળ ઉઘડ્યાં.

હઝરત મહમ્મદ સાહેબ : કલ્યાણ હો પૃથ્વીનાં પુણ્યશાળીઓનું.

શુકદેવજી: પણ મહારાજ! કલ્યાણસંઘ સન્મુખે
પૃથ્વી ફરિયાદે આવી છે.

મર્યાદાવતાર રામચંદ્રજી : વાધ્યો લાગે છે ભૂમંડલનો ભાર.

મહાત્મા કોનફ્યુશિયસ : હ્‌ાંતરે જોગન્દર! ગર્ભજોગી!
એ દુઃખિણી કાળકુંવરીને.

મર્યાદાવતાર રામચન્દ્રજી : ને શુકદેવજી! પછી સિધાવજો
સત્યલોકની સાયં આરતીને કાજ.

(કાળધ્વજ સમી શ્વેત જટાળી, ક્યહાંક પર્વતધાર ને ક્યહાંક ખીણ—અંગેઅંગે એવી કરચલિયાળી, વરવી, થાકથાકી, સ્થુલમૂર્તિ પૃથ્વી માથે મ્હોટો પોટલો લેઇને લડથડતી લડથડતી, વૃદ્ધા જગત્-ધોબણ જેવી, પયગમ્બરસભામાં આવે છે. વચ્ચોવચ્ચ પોટલો પછાડી થાકહાંફતી જગતગુરુઓના ચરણોમાં બેસી જાય છે, ઉંડા શ્વાસ લે છે.)

દેવપુત્ર ઇશૂ ખ્રીસ્ત : વળી આટઆટલો ઢગલો જામ્યો!
ઉતાર્યો હતો ને, વૃદ્ધા!
વિશ્વનો તો પાપભાર!

**હઝરત મહ- } : બહુ બહુ બાળ્યા'તા ઉકરડા;**
**મ્મદ સાહેબ } ને ત્હો ય યુગે યુગે એ નવાનવા.**

**કરુણાધાર મ. }**
**હાવીર સ્વામી } : મળ છે માનવીને દેહે દેહે.**

**મર્યાદાવતાર } : ક્ષમામૂર્તિ ધરિત્રી દેવી !**
**રામચન્દ્રજી } પણ ફરિયાદે શી આવ્યાં છો ?**

(પૃથ્વી દીર્ઘ નિશ્વાસ નાંખે છે, ઊંડો શ્વાસ લે છે,—જાણે ખીણોની ધમ્મણો ધમધમતી ન હોય !)

**પૃથ્વી:** મ્હારે દાદે નથી, ફરિયાદે નથી.
હું કોણ અણુરજકણમ્હોટેરી
કે ફરિયાદે આવું અંહી બ્રહ્માંડછેડે ?
બ્રહ્મદાદો રાખે તેમ રહેવું.
પણ ધર્માચાર્યોએ વિચાર્યું કાંઇ ?

**પુણ્યવર્ણા }**
**ઝરથૂસ્ત્ર } :** કલ્યાણચિન્તન ને નિત્યસમાધિ
એ તો છે અમારાં અખંડ જીવન.
ત્હમે ય છો શુકદેવજી સમોવડાં,
વૃદ્ધમાં વૃદ્ધ બાલકડાં.
ભાખશો, કાળકુંવરી !
ત્હમે શું ચિન્તવાવવા વાંછો છો ?

**કાળવૃદ્ધ }**
**મૂસા નબી } :** વિશ્વચિન્તન તો છે અમ જીવનજ્યોત.

**પૃથ્વી:** પુણ્યગંગાઓના વિરાજો છો ભગીરથો;
ઓળખું છું પરમેશ્વરી વિશ્વશાણાઓને.

હું તો છું પાર્થિવનો પિંડ.
આત્માને દેહ શું પ્રીછાવશે?
મૃત્યુલોકનાં પ્રારબ્ધની પોથી
તો લખી છે ત્રિકાળદૃષ્ટાઓએ.
કહેશો, જગત આવું શાને સરજ્યું?
કોણે માંડ્યા આવા અવળા આંકડા?

મહાત્માકોન-ફ્યુશિયસ : અમ સૌની એવડીક શી ભૂલ
ત્હમારે ચોપડે ન્હડી? કાળકુંવરી!

પૃથ્વી: (પાતાળ ઉંડા નિશ્વાસો નાંખીને)
કહું? ક્ષમા કરશો જગત્‌કલ્યાણકો!

દેવપુત્ર ઇશુ ખ્રીસ્ત : ક્ષમાભંડાર તો લેઇ બેઠાં છો ત્હમે.
અમને ધીરશો એટલી આપીશું ક્ષમા.

પૃથ્વી: વર્ષા પેઠે અંગઅંગમાંથી ત્હમે નીર્ઝર્યા.
તે ઝીલી-ઝીલીને મ્હેં સંચ્યાં
ક્ષમા ને કરુણાનાં ઝરણાંઓ.
એ અમૃતથી પોષાઇ રસાર્દ્ર છું હું.
અનુજ્ઞા છે તો સાંભળિયે.
એક જ છે બોલ મુજ રંકનો:
આટઆટલા સૂરજ ઉગ્યા માનવલોકે
ત્હો ય અન્ધારાં કેમ ન અજવાળાં થયાં?
મૃત્યુલોકે આજે ચે પડછાયા પડેલા છે.
પાપભરી ખીણો ગાજે છે,
દુઃખના ઉકરડા ઉભરાય છે.

ન થયા હળવા હૈયાના ભાર,
કે ન સન્ધાયા ફૂટેલા સૌ આત્માઓ.
સંસારની ન થઇ બ્રહ્મવાડીઓ.
એક સૂર્ય ઉગ્યે રજની ધોવાય,
ને ઝળહળતો દિવસ પ્રગટે.
આટઆટલા બ્રહ્મભાસ્કર ઉગ્યાઃ
પૃથ્વીલોકમાં કેમ ન પ્રગટયાં
અનસ્ત એ બ્રહ્મઅજવાળાં?
મૃત્યુલોક હજી યે કેમ રહ્યો તમસ્‌લોક?
પુણ્યકિરણાળાં ધર્મમાર્તંડ
આટઆટલા ઉગ્યે યે
પૃથ્વીમાં કેમ ન પ્રગટયાં અખંડ પ્રભાત?

**ભગવાન બુદ્ધદેવઃ** વૃદ્ધ છો, કાળકુંવરી!
ત્હો યે છો બાલક હજી.
એક આંખે જોશો કે બે?

**પૃથ્વીઃ** બે આંખે બધું ભળાય,
એક આંખે અડધું યે ન ભળાય.
ને બાડાની તો સદાની બગાડદૃષ્ટિ.

**દેવપુત્ર ઇશૂ ખ્રીસ્તઃ** સાધુસન્તો, પુણ્યશાળીઓ,
ઋષિગણો, બ્રહ્મશાણાઓ,
એમની જમાતો નથી જોઇ
જગતનાં વનવનને જગાવતી?

**પૃથ્વીઃ** તો તો ન નિરખ્યા હોય

મ્હેં મ્હારા સૌભાગ્યસંઘ.

**ભગવાન બુદ્ધદેવ**: અન્ધકારરોળેલું છે
પ્રારબ્ધના પાનાનું એક પૃષ્ઠ:
ને બીજું પૃષ્ઠ છે
દેવઅક્ષરે આલેખેલું તેજવર્ણું.
મૃત્યુલોકને દરવાજે જ મર્ત્યોને
અમૃતપ્યાલો પાય છે અમરસ્વામી.

**પૃથ્વી**: એ જ છે મ્હારાં વિનવણાં:
આટઆટલા બ્રહ્મલહિયા બેઠે ચે .
એક જ પૃષ્ઠ બ્રહ્માક્ષરનું કેમ?
આભની બન્ને ય બ્રહ્મપાટીએ
તેજઅક્ષરાવલિ કેમ નથી આલેખાઇ?
સૂર્યે અજવાળે છે અડધેરીક પૃથ્વી,
ને ચન્દ્રે અજવાળે છે અડધેરૂંક મુજ અંગ.
મ્હારા હૈયાને પાટે
મધ્યાહ્નને ચે પડીને પથરાય છે
કાળકાળા મૃત્યુઘોર પડછાયા.

(ભરી ભરી આભના ગુફા સમી બ્રહ્મસભા ઘડીક અનુત્તર થએ છે: મંહીની તારકાવલિ સમા આંખડીઓના તારલા બ્રહ્મતેજે ચિન્તન-ઘેરા તગતગે છે).

**ભગવાન બુદ્ધદેવ**: કાળકુંવરી ભાખે તો છે સત્ય.
એંશી વર્ષ અહિંસા શીખવી;
એ મ્હારાં આત્મસન્તાન

આજ છે માંસાહારીઓ.

દેવપુત્ર ઇશૂ ખ્રીસ્તઃ વધસ્થંભે ચ્હડીને પોકાર્યો
પ્રભુનાં પિતૃત્વ, માનવજાતનાં ભ્રાતૃત્વ.
સામ્રાજ્યોનાં સિંહાસનના મોહમાં
ભૂલ્યાં એ બન્નેયને મુજ સન્તાનો.

હજરત મહમ્મદ સાહેબ : મ્હેં ઉચ્ચાર્યો'તો ગેબનો પયગામ,
અલ્લાહ તાઅલાનું એકત્વ;
ને પોકાર્યો આત્મનૂબન્ધારતા મદ્યનો નિષેધ.
મ્હારા કવિવરોએ દીધી
બ્રહ્મભક્તિને જ મદ્યની ઉપમા.

મર્યાદાવતારી શ્રીરામચન્દ્રજી : ચૌદ–ચૌદ વર્ષના વનવાસ વેઠીને
સદ્બોધ્યા મ્હેં સદ્બોધ
એકબાણ, એકવચન, એકપત્નીવ્રતના.
પૃથ્વીની પંચવટીમાં એના પડછાયા યે
કેટકેટલાક પડેલા રહ્યા છે આજ ?

ભગવાન શંકરાચાર્ય : માહિષ્મતીમાં ઝુંડો રોપ્યો'નો અન્તે
વેદધર્મનો–एकमेवाद्वितीयम् નો.
આર્યજનતા યજે છે આજ
એકને કે અનેક દેવદેવીઓને ?
આજે તો પ્રગટ્યા છે જાણે
ઘરઘરના નોંખનોંખા પરબ્રહ્મ.

**કરુણાધાર મહા-વીર સ્વામી** : એકેન્દ્રિય વધે કે પંચેન્દ્રિય ?
એકેન્દ્રિય કાયને ઉગારી ઉગારી
પંચેન્દ્રિય કાયને પીડે છે
મ્હારાં ધર્મસન્તાનો.

**પુણ્યવર્ણા ઝરથૂસ્ત્ર** : મનસા વાચા કર્મણા—
ત્રિવિધ વિશુદ્ધિની ઉપાસના શીખવી.
પૃથ્વીલોકનાં પુણ્યપ્રારબ્ધીઓ !
એમાંથી કઇ-કઇને કંકાવટીમાં ઝીલી
ને હૈયાના સંચમાં સંચી ?

**પૃથ્વી:** આ બ્રહ્મસભા જગત્બ્રાહ્મણોની છે.
પ્રત્યેક પયગમ્બર છે બ્રહ્મકુમાર;
જગતનો નવજ્યોત જગતગુરુ.

(અન્તરિક્ષની ગહનતાને ભેદે વાણી ફૂટે છે, ને દિશાઓના મંડે-લાઇં દિશાઓનાં દેવી પ્રગટે છે.)

**દિશાઓનાં દેવી:** ઇન્દ્રધનુષ્ય સમો સોહામણો,
પણ એકએકનો છે એકલપન્થ.
દિશાઓ છે દસ-દસ,
ને કેડી કોરી છે એક એક.
કોઇની યે બ્રહ્મતીર્થની એકલદંડી
સર્વતોમુખી ક્યહાંથી હોય ?
એક-એક બ્હારીમાંથી નિરખ્યું છે
પ્રત્યેક પયગમ્બરે બ્રહ્મમહેલમાં.

પ્રત્યેક બ્રહ્મકુમારે બ્રહ્મમહેલનો
એકૂકેકો મહાખંડ નિહાળ્યો છે.
રામભદ્રે ભરતખંડ ભાળ્યો,
બુદ્ધદેવે એશિયા ખંડને ઓળખ્યો,
ઇશુ ખ્રીસ્તે પેખ્યા યૂરોપઅમેરિકા.
ઇસ્લામે ભીંજવી ત્રિખંડની કોર.
પૃથ્વીપગથારનો નથી નીવડ્યો હજી
ચક્રવર્તી ધર્મધુરન્ધર.
અચળાને અચળ સિંહાસને
નથી દીઠા હશે દિશાના કો દેવ.
દિગ્પાળ શા છે સૌ દિશદિશના દેવતા.
સહુ યોગીશ્વરો છે યુગદ્રષ્ટાઓ;
ત્રિકાળદ્રષ્ટા છે એક **શ્રી** एकमेवाद्वितीयम
પૃથ્વી ! આજ ઉઘડ્યાં છે ત્હારાં ભાગ્ય
(દિશાઓની દેવીને પૃથ્વી ઘૂંટણિયે પડી વિનયવન્દના કરે છે)
ભરાયો છે આ વિશ્વકલ્યાણનો સમૈયો.
જગત્‌કલ્યાણક બ્રહ્મકુમારોના
પૃથક પૃથક છે નિજ કલ્યાણધ્વજ.
કલ્યાણકેતુ ધર્મધ્વજોનો સમન્વય સધાશે
ત્યહારે મંહીથી પ્રગટશે પૂરણ બ્રહ્મજ્યોત.
કબીરે કીધા, નાનકે કીધા,
અકબરશાહે કીધા અવનીતલમાં
ધર્મસમન્વયના મહાપ્રયત્નો.
પૂર્વમાં ચન્દ્ર ને પશ્ચિમે સૂર્ય તપે

ત્ય્હારે પ્રગટે પૃથ્વીમાં પૂર્ણિમા.
દશે દિશાઓમાં દશ ઝળકશે સૂર્યદીવડિયા,
ને રચશે બ્રહ્મતેજનો કિરણમાંડવડો,
આભને ઓળંગતો, પાતાળને પ્રકાશતો,
વિરાટના અણુઅણુને પરોવતો,
ત્ય્હારે ઉગશે નભોમંડળે
અનસ્ત પૂર્ણિમાની પૂરણજ્યોત.
દિનમણિ ગગનતલને લીંપે છે;
એમ લીંપશે એ પૃથ્વીનાં પડને,
પાપને, દુઃખને, અન્ધકારને.
ગેબના પુત્રો છો, ગહનતાના વારસ છો,
પરમ પયગામના છો પયગમ્બર.
ઉઠો ને આરાધો
અનન્તના સ્વામીની એ પૂરણજ્યોત.

(સકલ બ્રહ્મવર્ચસ્વી બ્રહ્મપુત્રો નિજનિજના કલ્યાણધ્વજ લેઇ-લેઇને મધ્યસ્થ અમૃતકુંડમાં રોપે છે; ને મહામેઘની સુવિશાળ વાદળીઓ સમી ત્હેમની કલ્યાણપતાકાઓ ગૂંથાય છે. ધર્મધુરન્ધર સકલ જગત્જ્યોતિર્ધરોના મહાસમન્વય સધાયે ધ્વજમંડલને શિખરે પરમ પ્રભાની મહાજ્વાલાઓ ઉછાળતો અન્તરિક્ષે બ્રહ્મજ્યોતિ પ્રગટે છે. ગંહી આલેખેલી છે અમૃતાક્ષરી કે 'સર્વકલ્યાણ.'

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः, सदृशी सा त्याद भासस्तस्य महात्मनः ॥

બ્રહ્મવર્ચસ્વી સહુ વિશ્વદષ્ટાઓ એ બ્રહ્મજ્યોતને વન્દના વન્દી શીર્ષે લલાટે નેત્રે વદને હૈયે વધાવે છે.

સોળપાંખડી એ બ્રહ્મજ્યોતનાં દર્શને પૃથ્વીને રોમરોમમાંથી આહ્-લાદનાં ઝરણાં ફૂટે છે, ભાગ્યદેશે અમૃતચાંદલિયો ઉગે છે.

પયગમ્બરો, તારલાઓ, સૂરજમાલાઓ, બ્રહ્માંડમાલાઓ, એ બ્રહ્મજ્યોતનો જયોચ્ચાર ઉચ્ચારે છે. )

**દિશાઓની દેવી:** જગતમાં જાગી પૂરણ જ્યોત !
પ્રગટિયો વિશ્વજ્યોત પ્રદ્યોત:
જગતમાં જાગી પૂરણ જ્યોત. ધ્રુવ.

શૂર આનન્દે, સન્ત આનન્દે, આનન્દે દેવનો ઘાટ;
આનન્દે–આનન્દે નવલખ તારલા,
થેઇ થેઇ નાચે વિરાટ:
જગતમાં જાગી પૂરણ જ્યોત.

ઉર ઉઘડ્યાં, કંઇ આત્મન્ ઉઘડ્યાં, ઉઘડ્યાં ચૌદે લોક;
ઉઘડ્યાં–ઉઘડ્યાં આભનાં બારણાં,
બ્રહ્મમહેલના ચોક:
જગતમાં જાગી પૂરણ જ્યોત.

અણુઅણુ 'જય જય' 'જય જય' ઉચરે,
'જય' ઉચરે સંસાર;
કાળઝાળ ને વિરાટ વદે આ
હરિનો જયજયકાર:
જગતમાં જાગી પૂરણ જ્યોત.

( દશે દિશાઓને વન્દન વન્દતા શુકદેવજી સન્ધ્યાઆરતીને કાજ સત્યલોકમાં સિધાવે છે.)



## પ્રવેશ ૧ લો

### ગર્ભજોગીની યોગગુફા

(ભવાટવીના બ્રહ્માંડઘૂમણમાં બ્રહ્મલોકને માર્ગે એકદા તમિસ્રાના મહેલ સમી કાજળકાળી ગિરિગુફામાં સમાધિ સાધી શુકદેવજી શિલા સમા એક શિલાપાટે વિરાજેલા છે. ગિરિવરની અન્તર્જાળ સમો સૃજનકાળનો મહાઅન્ધાર ફરતો ઢોળાઇ રહ્યો છે. પૃથ્વીના પડદા સંકેલાયા નથી.

સાળુકોરની સોનરેખ શો, ઝીણામાં ઝીણી વીજળી સમો પલવટનો પલપલાટ ત્ય્હાં ઝબકે છે. ને વળી પાછી જગતની ઝાલરો સમી તમિસ્રાની ઝાલરો ઢળે છે.

થોડીક વારે જરિયાનની સાડી શો, વીજળીની વેલ સમો ઝળહળાટ થાય છે, ને આભગુફાને આરે ઉગતો ચન્દ્રમા ચમકતો આવે એવો ઝાંખો ચન્દ્ર ગુફાદ્વારે ચમકે છે.

ક્ષણેકમાં સુન્દરીની સૌન્દર્યમૂર્તિ ગર્ભજોગીની યોગગુફા અજવાળતી ઉભે છે.)

**સુન્દરી:** એકાકિની આવી છું,
સૌન્દર્યશસ્ત્રો સજીને આવી છું:
અમે તો અપ્સરાઓ:
અમારે સૌન્દર્યકટારે હૈયાં છેદવાનાં:
અમારા તો રૂપના જયપરાજય.
(ચોમેર નિહાળે છે.)
આજ એ યોગગુફા,
ઇન્દ્રાસનને યે ડોલાવણહારિણી.
આજે ત્રિકાળનિર્ણય થશે કે
બ્રહ્માંડમાં યોગ વધે કે રૂપ.

યોગ ને સૌન્દર્યનો આજ રણસંગ્રામ.

( અનિમિષ ઉભો છે, ઊંડું નિહાળે છે, સાળુ સંકોરે છે. )

બ્રહ્મા સમો એ જ આ
પદ્માસને વિરાજે છે યોગીન્દ્ર:
પૃથ્વીની જાણે મૂર્તિમન્ત પવિત્રતા.
આંખડલીનાં નીર છે
સરોવર શાં સ્થિર.
દેવથી યે દુર્ગમ છે આ દુર્ગ.

(ક્ષણેક ખમચે છે. હૈયું ધબકે છે, ગુફા ધ્રૂજતી ભાસે છે.)

અન્ધારી રાતના ડુંગર ડોલે રે;
જગમાં અન્ધારાં ઢોળી:
સોહાગી રાજ!
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૧

મેઘલી સ્હાંજ શા ડુંગર ડોલે રે;
મુંગા યે મોરલા બોલે:
સોહાગી રાજ!
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૨

સુન્દરીઓ શાને શોધતી હશે
પવિત્રતાના પરાજય?
ઇન્દ્રાસન એકનાં બે ન થાય?
આમ જ સધાતા હશે સદા
સંસારમાં સૌન્દર્યના દિગ્વિજય?
હૈયું હિંડોળે ચ્હડયું છે:

ને આ હિંડોલ છે અદ્ભુત.
એની કાન્તિકલા આકર્ષે છે.
એની પવિત્રતા ઠારે છે;
એના અંગના પરિમલ આવી–આવીને
મ્હેકાવે છે મુજ મનોવાટિકાને.
(ક્ષણેક વિચારહિંડોળે ડોલે છે.)
હું શું કરું ? કે શું ન કરું ?
સુરેન્દ્રની આજ્ઞા એ જ અમારું જીવન.
સૌન્દર્યમૂર્તિ અપ્સરાઓ યે પરવશ છે.

જુગજુગના જોગી જેવા ડુંગર ડોલે રે:
ઝૂલન્તા ઝાડીઓને ઝોલે:
સોહાગી રાજ !
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૩

કાળની કીકી પેરે ડુંગર ડોલે રે;
વિશ્વ રમે એહ દૃષ્ટિછોળે:
સોહાગી રાજ !
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૪

લાવ, છોડું મારું મોહાસ્ત્ર.

(નાગનાં મણિકિરણો શાં બે નેત્રબાણ છોડે છે. પ્રફુલ્લેલાં પોયણાં સમાં શુકદેવજીનાં સમાધિખુલ્લાં લોચનમાં પ્રવેશી, કીકીની ઢાલોને અથડાઇ, ભોંઠાં પડી ભોંયે પડે છે.

અન્ધકાર કંપે છે, ડુંગર ડોલે છે, ગુફાનો ઘુમ્મટ પડે છે. અગાસી ઉઘડે એમ આભની અગાસી ઉઘડે છે. પૂર્ણિમાની ચન્દનીની ચન્દનવર્ષા યગગુફામાં વરસે છે.)

શુકન ન થયાં સારાં.
ગુફા પડી, પણ હૈયાં ન પડયાં.
સર્વજેતા યે પરાજય પામ્યાં આજ.
પ્રસન્નતાથી ન્હોતું ભાખ્યું મહેન્દ્રે,
ભયમાં ભાખ્યું'તું કે 'જાવ.'
ગાજે છે એ ભયના પડઘા
મ્હારા હૈયાના ઉધાનોમાં હજી.

(યોગીન્દ્રની પ્રદક્ષિણા ફરે છે. લજ્જાછેડા સમી સાડીની મન્થાવટી ફરતાં ફરતા માથેથી સરકી પડે છે, આભરણના આવરણ એટલાં ઉતરે છે.

શુકદેવજીની ઉઘાડી આંખ આભને ઓળંગીને પર નિહાળતી હોય છે.

હાર્યા સમી મન્દતામાં નમણું નમીને)

જાગ્યા નહિ જોગીરાજ.

(બીજી પ્રદક્ષિણા ફરે છે. સાડીનો લજ્જાછેડલો હૈયેથી અડધેરોક સરકે છે. કમલજોડલી ઉપર ઢંકાયેલું કમલપત્ર એક કમલફૂલડેથી ઉઘડી જાય એમ એક હૃદયકમલ, હૈયાના રસફળ સમું, ઉઘડે છે. સોનાપાંખડીઓ શાં એનાં સુવર્ણકિરણો ગર્ભજોગીની આંખડલીમાં અંજાય છે. શિખર સરિખા યોગીન્દ્ર સ્થિર છે.

કંઇક ખિન્નતાનો રંગ ધારીને)

વૃથા જાય છે આજ
મ્હારાં અમોઘ સૌન્દર્યનાં બાણ.

(ત્રીજી પ્રદક્ષિણા ફરે છે. સાગરની ઉર્મિઓના ઉછાળાટ સમ હૈયાના શ્વાસોચ્છ્વાસની સ્ફુરણાથી યોગીન્દ્રને ઉરસિત્કારે વધાવે છે. રસ, ભાવ, કામણ, વશીકરણઃ સૌન્દર્યભેદાવલિની સામગ્રીનું નૈવેદ્ય ધરાવે છેઃ પણ નૈવેદ્યને દેવ પ્રાશે એટલું યે શુકદેવજી પ્રાશતા નથી.

નિરાશાનાં નીરમાંથી જાણે છલંગ ભરીને)

આ તો જાણે વજ્રનો ખડક!
પવિત્રતાનો જાણે મ્હાડ! ઓહો!
સૌન્દર્યના ધોધથી કોરું એને, તો ખરી.
ત્રિભુવનમાં નથી ઝીલનારો કો મહારુદ્ર
વ્યોમપડતી મુજ સૌન્દર્યગંગાને.

બ્રહ્માના પદ્મ સમા ડુંગર ડોલે રે;
આતમ ડોલે એ હિંડોલે:
સોહાગી રાજ!
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૫

અમ્મર આયુષ્યના ડુંગર ડોલે રે;
ડોલે ભૂગોલ ને ખગોલે:
સોહાગી રાજ!
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે. ૬

(હૈયેથી, નેત્રેથી, વદનેથી, ભાગ્યદેશેથી, સારે દેહખંડેથી સૌન્દર્ય-કિરણો સમેટી સમેટી, કામણનાં વિષ પાઇ પાઇ, સૌન્દર્યનું સંમોહાસ્ત્ર છોડે છે. ધરતી ધ્રૂજે એમ સહજ—જરાક ગર્ભજોગીનો દેહ કમ્પે છે. શુક-દેવજીને ભાલે લગરીક આછી કરચલીઓ ઉઠે છે. ભ્રુકુટિ ચ્હડીને પડે છે.)

**ગર્ભજોગી:** (માઝાવન્તા સાગરની સમી ઘોષણાથી, અર્ધસમાધિતન્દ્રામાં)

અહો! દેવાંગના! સૌન્દર્યમૂર્તિ રંભા!
શું વાંછો છો? સ્વર્ગસુન્દરી!
આપું સકલ મુજ પવિત્રતા,
કે દઉં મુજ યોગનું મહાફલ?
એ જ છે મારાં પરમ ધન.

**રંભાઃ** બોલ્યા વચને પળજો, જોગીરાજ!
આપો મુજને આપની પવિત્રતા.

( શબ્દોનો અર્થચમત્કાર શુકદેવજીનાં નેત્રોમાં ચમકે છે. )

**ગર્ભજોગીઃ** (પૂરે પૂરા જાગીને)
અહોભાગ્ય અન્તરિક્ષલોકનાં
કે સ્વર્ગની રુપસુન્દરીઓ
અન્તરિક્ષજલમાં અવગાહન કરે છે.
હું તો ફરીથી સાધીશ જોગ,
ને પામીશ મહાજોગીનું જોગફળ.
ધરો ખોળો, પાવન થાવ,
લ્યો યોગનો સકલ પુણ્યભંડાર.

( દેહમુદ્રામાંથી ને આત્મનસંયમાંથી પવિત્રતાનાં રશ્મિઓ, વેલીએથી ફૂલ વાણે એમ, વાણવા માંડે છે. રંભા વિચારે છે. )

**રંભાઃ** વધાવો એ પુણ્યકિરણો પૃથ્વીલોકને,
ને વધે તે મ્હને અર્પો.

**ગર્ભજોગીઃ** એ શિવાય અન્ય કિરણો
ભાળ્યાં મ્હારે જીવનભંડારે?

**રંભાઃ** આપો યોગીશ્વરનું અમ્મર યૌવન.

**ગર્ભજોગીઃ** યૌવન અર્પ્યાં રહ્યાં છે કોઇનાં?
સૂર્યે યૌવન દીધાં ચન્દ્રને;
ત્હો યે ચન્દ્રને થયો ક્ષય.

(નીરવ રજની ઉભી ઉભી સહુ સાંભળે છે. રસરસિયો રજનીપતિ રજનીના હૈયાસાળુમાં લપ્પાતો લપ્પાતો હસે છે. રંભાને પૃથ્વી

આગળ સ્વર્ગ હારતું ભાસે છે. ચન્દ્ર શું મીટ માંડે છે, રસનો ઉલ્લાસ પ્રગટે છે, છેલ્લો હુમલો આદરે છે.

લોકોત્તર હાવભાવથી, સ્વર્ગના હાસ્યવિલાસથી રંભા યોગીશ્વર સન્મુખ ગીત ગાય છે, નૃત્ય માંડે છે, અંગહિન્ડોલ ડોલાવે છે, ચન્દ્રદેવને વિનવે છે.)

**રંભા:** નેણુલે પધરાવી ચન્દ્ર! પૂજું-પૂજાવું,
મ્હારા રસિયાને ઘડીક ત્હારાં હાસ જો હસાવ;
મ્હારા રસિયાને કંઈક ત્હારાં હાસ જો હસાવ.

ફૂલ્યાં ફૂલડાં સલૂણા કોડ કહી જશે;
આવી વિધુમુખી વસન્ત રાજા, વહી જશે;
મોંઘા મનના મનોરથો ય રહી જશે:

પિયુ! કોકિલા બોલાવે, આંબામંજરી ઝૂલાવે,
ચન્દ્રદેવ આ મનાવે, રસિકરાજ હો! મનાવ;
રસિકરાજ હો! મનાવ.

નેણુલે પધરાવી ચન્દ્ર! પૂજું-પૂજાવું,
મ્હારા રસિયાને કંઈક ત્હારાં હાસ જો હસાવ;
મ્હારા રસિયાને કંઈક ત્હારાં હાસ જો હસાવ.

યોગીન્દ્ર! આપો યૌવનના પરિમળ:
મ્હારા યે જોબનને મ્હેકાવો.

**ગર્ભજોગી:** જોબન મ્હેકે એનાં જીવન મ્હેકે.
જોબનવેલીને ફૂલડે-ફૂલડે
પુણ્યના પરિમલ પમરે,
તો સંસારયાત્રા તીર્થયાત્રા નીવડે:

તો કલ્યાણજ્યોત ભાગ્યદેશે ઉતરે.
લ્યો, પાંખડી–પાંખડી વીણો,
લ્યો મ્હારાં એ જોબનનાં ફૂલ.

(રંભા વળી મહાત થાય છે, વિમાસે છે.)

**રંભાઃ** (સ્વગત) વચનના પાલણહારા છેઃ
બાળાજોગીને ભોળવી લઉં.
મહેન્દ્રને નથી જોઈતી એમની પવિત્રતા,
મહેન્દ્ર વાંછે છે સમાધિયોગનાં મહાફળ.
(પ્રકાશ) જગત્પાવન જોગીરાજજી !
અખંડ તપજો યોગીન્દ્રનો યોગઃ
સમાધિ તમ શાશ્વત શોભજો.
વચને પળજો, મહાનુભાવ !
આપો યોગસમાધિનું સકલ પુણ્યફલ.

( ગિરિછાટ શા અચળ ગર્ભજોગી પદ્માસને વિરાજી રહે છે. સિદ્ધિકુંડ સમું કમંડલું ઉપાડી અંજલિ ભરે છે. )

**ગર્ભજોગીઃ** આવો, જોઈએ તે લ્યો, સુન્દરી !
ત્હમારું હો, ત્હમારા સ્વામીનું હો
યોગસમાધિનું પુણ્ય સકલ તપોધન.
સૌન્દર્ય માગે તે સૌ ત્હેનું.

( દિશાઓના દુંદુભિ ગડગડે છે, આભ પુષ્પવૃષ્ટિ વરસે છે, નવે ગ્રહો સામટા ઉગી તેજછાલકોથી ગર્ભજોગીને અભિષેકે છે. કિન્નરો ગર્ભજોગીનો દિગ્વિજય ગાય છે. યોગગુફામાં અજવાળાં ઉભરાય છે.)

**રંભાઃ** ( ચકિત થઈને )
બ્રહ્માંડ શેનાં ગાજે છે આ ?
શો છે આજનો મહોત્સવ ?
ગર્ભજોગીને તો હું જીતી છું આજ.

**આકાશવાણીઃ** મહાત્માના મનોજયનો આ મહોત્સવ.
આત્મભંડાર ઠાલવીને દીધા,
ન દીધી ત્હો ય પવિત્રતાની પાંખડી.
આજે છે, દેવસુંદરી !
ગર્ભજોગીના અખંડ જોગનો મહોત્સવ.
—બ્રહ્મચારી! બ્રહ્માંડ ત્હારું છે.

( દિશાઓ જાણે સંગાથે ઉચ્ચરતી હોય એમ પડઘાની પરંપરા આભને આંગણે આંગણે ગાજે છે. યોગગુફામાં તેજલોક ઠલવાય છે. ગર્ભજોગીના ચરણકમલમાં રંભા પરિમલની પૂજનવેલડી સરિખડી પડે છે. મધ્યાહ્નનાં સૂર્ય સમાં ગર્ભજોગીનાં સહસ્રકિરણી નેત્રો આભનાં ગોખમાં અનિમિષ નિહાળી રહે છે. ગેબના ગુંબજ ફાટે છે, ને બ્રહ્મવીજળીની વિદ્યુતગંગા શુકદેવજીને હૈયે ને નેત્રે મહેમાની-એ પધારે છે.

અદ્‌ભુતતાના દર્શનમુગ્ધ ગર્ભજોગી ગહનતાની દર્શનસમાધિમાં ડૂબે છે. )

❧

## પ્રવેશ ૨ જો
### સનાતન અશ્વત્થ

(ગંગાતીરની તીર્થવાડીમાં ગહનતાઘેરા લતામંડપ સન્મુખ પારસ-પીપળા નીચે જગતડહાપણના અવતાર મહાત્મા નવમનુ મહારાજ પદ્માસને બેઠા નવમનુસ્મૃતિ લખે છે. ફરતાં મહાવન પથરાયેલાં છે. નીચે ગંગા વહી જાય છે; જગત્સૌભાગ્યને ટેકવતી ભમ્મર સમી સૌની બેખડ ઉન્નત ને અખડ છે.

બ્રહ્માંડ ભમતા તેજકિરણ સમા શુકદેવજી ત્ય્હાં આવી પાયે પડે છે.)

**મનુ મહારાજ**: કોનો તું પુત્રરત્ન? વત્સ!
ક્ય્હાંથી આવે છે? શું વાંછે છે?
ભવની ભવાટવી સમું
આ તીર્થ તો વિકટ છે.

**ગર્ગજોગી**: ભારત ભાગવત ને પુરાણમંજરી
અમૃતતરસ્યાં જગતને દીધાં
એ વ્યાસપુત્ર હું શુકદેવ.
લોકલોકમાં શોધતો હુંડું છું:
મ્હારે ગાવું છે सत्यं परं धीमहि.
શોધ્યું નથી જડતું એ મહાસત્ય.
સંસારનિયન્તા આપશો એ?

**મનુ મહારાજ**: બ્રહ્માંડનું પરમ સત્ય
પરબ્રહ્મે રાખ્યું છે નિજ અન્તરમાં.
આંહી તો છે જગત્ગુફાની ગહનતા,
આ તો છે અનુભવના ઓછાયા.

**ગર્ગજોગી**: એક સૂત્રે સદ્બોધશો એ અનુભવસાર?

**મનુ મહારાજ**: એક ઘૂંટડે ત્હારે બ્રહ્માંડ પીવાં છે?
પીવાય તો પી ને પા. બાળ!
હું રચું છું વનની વાડી:
તું પ્રફુલ્લાવ વાડીમાં વસન્ત.

**ગર્ભજોગી**: સંસારે શક્ય છે એ?

**મનુ મહારાજ**: માનવી મથશે તો મ્હોરશે.
ગંગાના છે તીર્થતીર્થના ઘાટ,
એમ રચાશે યુગયુગની સ્મૃતિઓ;
ને ઘાટઘાટના દેવમન્દિરના દેવ જેવા
પ્રગટશે યુગયુગના સ્મૃતિકાર.

**ગર્ભજોગી**: તો ત્રિકાલાબાધિત સત્ય શું?

**મનુ મહારાજ**: સનાતન એક સંસારગંગા.
જો આ પાણીનાં પૂર:
વ્હેણ વમળ ને લહરીઓ.
ક્ષણક્ષણની એ ક્ષણિકતામાં
ચિરંજીવ છે એક ગંગા.
એવો છે અનન્તપટ આ સંસાર.
ઉપનિષદ ભાખે છે जगत्यां जगत्.
મંહી વંટોળ વાય, વમળો ઘૂમે.
ને ક્ષણક્ષણ પલટાતી જલલહરી પેઠે
સંસારમાર્ગો યે યુગે યુગે નવલા.

**ગર્ભજોગી**: ત્યહારે સંસારપલટાનો અધિષ્ઠાતા કોણ?
માનવી કે મહાકાળ?

મનુ મહારાજ : યુગનો અધિષ્ઠાતા યુગદેવ.
કો કુરુક્ષેત્ર એને ઉચ્છેદે;
કો ધરતીકમ્પ એને પલટાવે;
કો પિતામહ એને નવસરજે.
ઇતિહાસ ઉકેલતી આંખડી કો'કે છે:
ભવિષ્ય વાંચતાં કેટલાંકને આવડચાં ?

ગર્ભજોગી ભવિષ્યદૃષ્ટિ એટલે બ્રહ્માંડદીવડો.

મનુ મહારાજ : જોવી છે જગતગુફા ત્હારે ?
લે, આંજ એ બ્રહ્માંડદીવડાનાં અંજન,
ને જો ઘડીક જગતનાં જ્યોતિષ.

(ગર્ભજોગી એ અંજન આંજી જગતગુફામાં જૂવે છે.)

ગર્ભજોગી: આ તો કુરુક્ષેત્રનો સંહાર,
આ તો આર્યસંસ્કૃતિનો ઉચ્છેદ.

મનુ મહારાજ : અને એની યે પાછળ જો.

ગર્ભજોગી: આ તો મહાવીરોનાં સૂનાં શિખરો.
આ બાણશય્યા, આ પિતામહ:
ને ભરતવંશના ખંડેર સરિખડા
પદે વિરાજેલા છે કુરુક્ષેત્રવિજેતા પાંડવો:
જાણે જીરણ કાળપુરાણ દેવદ્દેરીઓ.
પિતામહ શાન્તિપર્વ ભાખે છે.

મનુ મહારાજ : વત્સ સારે જગતે જોઇ વળજે:
કુરુક્ષેત્રોના મહાસંહાર મંડાશે,
વિપ્લવો, ઉથલપાથલો, પ્રલયો ગાજશે,
અનાદિ ધરણી ને સનાતન વાતાવરણ

શોણિત ફૂવારાથી રંગાશેઃ
ત્ય્હારે ત્ય્હારે—સંસારના ધરતિકમ્પે—કમ્પે
એક જ સૂત્ર પુનર્જન્મે અવતરે છે:
કુરુક્ષેત્રના આદિમાં છે ગીતાશાસ્ત્ર,
કુરુક્ષેત્રને અન્તે છે શાન્તિપર્વ.
ફરીને વળી જો જગત્‌ગુફામાં.

(બ્રહ્માંડદીવડાનું અંજન આંજી ગર્ભજોગી વળી જગત્‌ગુફામાં જૂવે છે.)

ગર્ભજોગી: અહં—અં; કાળનિયન્તા!
ન ઘટે આપને એ.

મનુ મહારાજ: શું દીઠું? દેવબાલુડા!

ગર્ભજોગી: દુનિયા દવમાં સળગે છે તે.

મનુ મહારાજ: શાના દવ? વત્સ!

ગર્ભજોગી: ખોટારાં લગ્નોના મહાદવ.
નીન્દી નાંખોને એ સંસારઝાંખરાં.

મનુ મહારાજ: ફરીથી જો એ જગત્‌ગુફામાં.

ગર્ભજોગી: અરેરે! નથી જોયું જતું. આ શું?
આ તે માનવસંસાર? કે પશુતાનાં ધણ?

મનુ મહારાજ: ખરું, વત્સ! ખરું છે:
નથી એ મનુષ્યની માનવતા.
એ તો છે હેવાનના હવસ.

અતન્ત્રતા તે સ્વતન્ત્રતા નથી.
વ્યભિચારથી તો ખોટ્ટાં લગ્ને સારાં.
નવસંસારસૃજનારને એટલું જ પૂછજો:
પુણ્ય વાવો છો કે પાપ?
મનુષ્યનો દેવ સરજો છો કે પશુ?

ગર્ભજોગી: સૌથી સારું મ્હારું બ્રહ્મચર્ય,
કે સ્રીસંઘની આભડછેટ જ નહિ.

મનુ મહારાજ: બાળક છે, ને બાળક શું બોલે છે.
સંસારની માઝા છે બ્રહ્મચર્ય,
સંસારનું અધિસ્થાપન છે ગૃહસ્થાશ્રમ.
સુન્દરીને ઉવેખતો મા,
સુન્દરી જગતની મહાશક્તિ છે.
यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता.
જો. ફરીથી જો જગતની ગુફામાં.

(શુકદેવજી વળી જગતગુફામાં નિહાળે છે.)

ગર્ભજોગી: અદ્દભુત ને અનન્ત આ તો!
લગ્ન એટલે સંસારનું વાવેતર.
એકૂકેક લગ્ન એટલે એકૂકેક સંસાર.
લગ્નોચ્છેદ એટલે સંસારનો ઉચ્છેદ.
કણમાંથી વડલો ફાલે,
એમ પાંગરે ને પ્રફુલ્લે છે
એકૂકેક લગ્નમાંથી એકૂકેક સંસાર.

લગ્ન એટલે અનન્તનું વાવેતર.

મનુ મહારાજ: લગ્ન એટલે લોકનગરીનો પાયો:
વત્સ! લગ્ન એટલે લોકસંગ્રહ.
બ્રહ્મચારી! બ્રહ્મચર્યમહિમા ગાજે,
પણ દામ્પત્યને નીન્દતો મા.
દંપતી એટલે બ્રહ્મચારીનાં માતપિતા.
એક-એક શીલ સોહામણો પુરુષ
એટલે એક-એક પુણ્યવર્ચસ્વી ધર્માચાર્ય:
જગતમાંની એક-એક સતી નાર એટલે
સંસારઘાટનું એક-એક જીવન્ત ધર્મમન્દિર.

ગર્ભજોગી: પણ આ સંસારની વાડો?—

મનુ મહારાજ: એ તે વાડો છે, કે ચીલા?
મહાસાગરને માઝા છે,
અમ્ભોનિધિને કાંઠે કાંઠે છે મર્યાદવેલ.
કુંડ સરોવર સાગર કે સંસાર:
દીઠા કોઈ યે પાળવિહોણા?
ને પાળે પાળે છે પન્થ.

ગર્ભજોગી: ને સાગરપાટે યે ચીલા પડેલા છે?

મનુ મહારાજ: દીઠેલાને પૂછજે, દાખવશે
સાગરજલ ઉપરના સાગરચીલા.
ચીલા ભાળીને ભડકે
તે ધોરી નથી, વનેરૂ છે.
ચીલાવિહોણા વગડા યે દીઠા?

વત્સ! રુઢી એટલે સંસારનગરીના રાજમાર્ગ.
રાજમાર્ગવિહોણી નગરીઓ સ્થપાશે,
ત્ય્હારે સરજાશે રુઢીવિહોણા સંસાર.

ગર્ભજોગી: તો સર્વતોમુખી સ્વતન્ત્રતા?—

મનુ મહારાજ: વત્સ! તન્ત્રશૂન્યતા તે સ્વતન્ત્રતા નથી.
રુઢીસ્વાતન્ત્ર્યના મિથ્યાત્વીઓ જન્મે છે:
દીઠો છે રુઢીસ્વતન્ત્ર એકૂકે કો સંસારી?
પ્રકૃતિપર હોય તે રુઢીપર હોય.
એવા જ્ઞાનઘમંડી અજ્ઞાનીઓ
સંસારશાસ્ત્રની બારાખડીને યે નથી ઓળખતા;
કારણકે બારાખડી એટલે અક્ષરચીલા.
સ્મૃતિમાર્ગ છે સંસાર જેટલા અક્ષર.
સંસાર ને રુઢીમાર્ગ સંગાથે શમશે.
આવડે તો સુધારજો—ઉદ્ધારજો:
વૃથા વલખાં મારતા મા,
ઉચ્છેદ્યા નહિ ઉચ્છેદાય સંસારના રાજમાર્ગ.

ગર્ભજોગી: સ્મૃતિમાર્ગ એટલે હિમાચળ તો નહિ ને?

મનુ મહારાજ: સર્વયુગનાં કિયાં દીઠાં સ્મૃતિશાસ્ત્ર?
યુગયુગની સ્મૃતિસંહિતા,
ને યુગયુગના સંસારમાર્ગ.
સ્મૃતિ એટલે દેવવસ્ત્રો નહિ:
સંસારીઓએ સંસારમાં ઓઢેલાં
સ્મૃતિ એટલે સંસારવસ્ત્રો.

જીરણ ઉતારવાં તે નવાં પહેરવાને.
નવસૂજનનાં સુજનસામર્થ્ય હોય
એને છે ઉચ્છેદના અધિકાર.
વત્સ! બે વાનાં ગોખતો જજે અંહીથી:
ને તે છે સર્વ નવસ્મૃતિઓના પાયા.
જગતનું પરમ સત્ય છે સંસાર;
ને સંસારનું પરમ સત્ય છે દામ્પત્ય.
જગતના જોગન્દર!
उर्ध्वमल मधःशाखमश्वत्थं प्राहुरव्ययम्.
કાળના ગર્ભમાં હજી તો જન્મ્યો નથી
એ અવ્યયનો વ્યયકારણહારો.
એ અવ્યય અશ્વત્થ તે સનાતન સંસાર.

(ગર્ભજોગી નવપાંગરી અશ્વત્થડાળે ચ્હડે છે, મનુમહારાજ નવયુગનો સ્મૃતિગ્રન્થ આગળ આલેખે છે. અશ્વત્થમાં કાળજૂના વાયરા વાય છે, પાકાં પાન સંગાથે નવવસન્તની કુંપળો યે કંઇક ખેરવે છે, બ્રહ્મસૂત્રચીતર્યાં એમાંનાં પર્ણ પંખીડાંઓ દિશાદિશમાં લઇ જઇને વેરે છે. યુગયુગનવલા એ સનાતનત્વને દિશાઓ વધાવે ને પૂજે છે. મહાકાળ નિરખી નિરખી અટ્ટહાસ્ય હસે છે.)



# પ્રવેશ ૩ જો
## વિશ્વઅવધૂતોનો અખાડો

(અખંડ વસન્તની ભૂમિમાં એક આશ્રમ છે, જેને દેવગંડળી વિશ્વ-અવધૂતોનો અખાડો કહે છે. એ વસન્તભોગમાં કોઇ ફૂલ તોડતું નથી, સૌ સુગન્ધથી પરિતર્પાય છે. પૃથ્વીલોકમાં પડ્યા મેઘનાં પાણી સૌ પીએ છે, તેમ ત્ય્હાં પડ્યાં ફૂલથી નિર્વાહે છે. આશ્રમને ભાગ્યદેશે છે આશ્રમ-ગન્ત્ર કે यदृच्छा लाभसन्तुष्टः.

આશ્રમને આંગણે દેવશિલાઓ છે. બારે માસ ને બત્રીસે ઘડી એ શિલાઓને દેવપાટે અવધૂતોની કોક કોક જમાત જામેલી જ હોય છે.

મુખડે આનન્દ છે, નયણે સાત્ત્વિકતા છે, ભાગ્યદેશે દાનની ભવ્યતા છે, એવા સાગરગંભીર—आपूर्यमाणं अचलप्रतिष्ठम् જેવા—એ અવધૂતોને ન્હોતા ભરતીના છલકાટ કે ન્હોતાં ઓટનાં ઓસરવાં. જીત્યે આનન્દનારા-હાર્યે આનન્દનારા, સર્વસ્વ પામ્યે ને સર્વસ્વ સમર્પીને આનન્દનારા અવધૂતોનો સદાસર્વદા આનન્દ એ જ આતમરંગ છે.

પ્રાણવિનીમયનો મહાનિયમ એમનો જીવનમન્ત્ર હતો, 'સ્વકાજે સિદ્ધિઓ નથી.'

ન્યાય નહિ, દયાનું ત્ય્હાં રાજ્ય હતું; બદલો નહિ, ક્ષમા ત્ય્હાં અધિદેવી હતી; વિક્રય નહિ, ઉદારતાનો ઝુંડો ત્ય્હાં ઉડતો. ત્ય્હાં એક પલ્લાની તુલા હતીઃ દાનતુલા.

શ્રવણો બ્રહ્માંડના પોકાર સુણતા, નયનો વિશ્વની પીડાઓ પારખતાં. સંકલ્પ દાસ હતો, ઇચ્છા એ જ યાત્રા હતી.

બ્રહ્માંડસંગીતની સિતારી અખંડ ગાજે છે એમ ધૂનનો એમનો એકતાર અખંડ ગાજતો. ત્ય્હાં સૌ સ્હમજતા ને આચરતા કે જીવન એ જ અખંડ આરતી.

બ્રહ્માંડભાર વ્હન્તા એ સૌ આતમરામ પંખીની પાંખથી યે હળવા હતા.)

**વિશ્વઅવધૂતો:** જંગલના જોગી વ્હાલા! બ્રહ્માનન્દઘેલા:
જગના ગુરુઓ,
હરિના–હરિજનના ચેલા;
વ્હાલા! બ્રહ્માનન્દઘેલા.
જંગલના જોગી વ્હાલા! બ્રહ્માનંદઘેલા.

સંસારસાગર ભર્યો વિષઅમૃતે આ,
જાગ્યું સુરાસુરનું મન્થન નીરમાં, હા!
મોજાં પ્રચંડ ઉછળે ભવલોઢ શાં, ને
ડૂબે જહાજ કંઇ, કો તરી ઉતરે ત્ય્હાં.

અમૃતના આંબા
એ તો નમણા નમેલા;
વખડાંને ઘોળી ઘોળી
પીવામાં પહેલા:
વ્હાલા! બ્રહ્માનન્દઘેલા.

જોગી એ જ ભોગી સાચા,
કુદરતધાવેલા, કુદરતધાવેલા,
કુદરત ધાવેલા:
વ્હાલા! બ્રહ્માનન્દઘેલા.

જંગલના જોગી વ્હાલા! બ્રહ્માનંદઘેલા.

(વીજવેગે ગેબમાંથી એક પવનપાવડી આવે છે. પાવડી ઉપર રંગેલું છે योगः कर्मसु कौशलम्.)

**અવધૂતોની જમાત** : જય સચ્ચિદાનન્દ !

**આગન્તુક અવધૂત** : જય સચ્ચિદાનન્દ !

આજનો આનન્દ અદ્ભુત હતો.

**એક અવધૂતઃ** અવનીમાં આનન્દ માનનારા ચે
છે અમારા કો અવધૂત.

**આગન્તુક અવધૂત** : પૃથ્વીમાં તો છે આનન્દના ઓઘ.
રત્નો રેલાય છે ત્ય્હાં રસસાગરમાં.
આજે હું થયો'તો ભીખારી;
ઉતારઅણુલાધ્યા લક્ષ્મીપુત્રોના
પાપના પોટલા ઉપાડનારો.

(ફ્રરરર કરતી બીજી પવનપાવડી ગઇ, ને સરરરર કરતી ત્રીજી પવનપાવડી આવીઃ એના ઉપર લખેલું હતું कर्मण्येवाऽधिकारस्ते.)

**અવધૂતોની જમાત** : ક્ષણમાં જ વળી આવ્યા કંઇ ?

**આગન્તુક અવધૂત** : અંહી કહો છો ક્ષણઃ ત્ય્હાં કહે છે
સૈકાભરનાં આયુષ્ય માણ્યાં.

(પંખીણીઓ સરિખડી પવનપાવડીઓ વૃક્ષ ડાળોએ લટકતી હતી. સંન્યાસના, કર્મયોગના, નિષ્કામ ભાવના, બ્રહ્માંડસેવાના વિધવિધ મંત્ર પ્રત્યેક ઉપર આલેખેલા હતા. એક ઉપર લખ્યું હતું कर्म ज्यायो ह्यकर्मणः: બીજી ઉપર હતું न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात ! गच्छति ત્રીજી ઉપર

હતું काम्याणां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः. ચોથી ઉપર હતું न मे भक्त विनश्यति. પાંચમી ઉપર હતું संगं त्यक्त्वा फलानि च. છઠ્ઠી ઉપર હતું लाभालाभौ समे कृत्वा सुखदु:खे जयाजयौ. સાતમી ઉપર હતું कर्मणैव हि संसिद्धिः–આઠમી ઉપર હતું गहना कर्मणो गतिः. નિષ્કામ અખાડાની અવધૂતપાવડીઓ એમ બ્રહ્મમન્ત્રોથી સોહાગસુન્દર હતી.

શુકદેવજી પવનપાવડીઓને વ્હડેલી રજ ઉડાડે છે.
વળી એક અવધૂત ગયા ને એક આવ્યા.)

**આગન્તુક અવધૂત** : વનમાં થયો'તો આજ વાઘ.

**બીજો અવધૂત** : વાઘ! હિંસામૂર્તિ વાઘ કેમ?
આપણો તો વિશ્વસેવાનો અખાડો,
આપણે તો વિશ્વસેવાના અવધૂત.

**આગન્તુક અવધૂત** : દેશકાલાનુસાર આપણા અવતાર.
ભીષણ વન માગતું'તું ત્ય્હારે
ભયમૂર્તિની ભીષણતા,
પુરુષવ્યાઘ્રની પુરુષતા.
આણે સંચરતી નવવધૂવણઝારીના
લૂંટારા લુંટતા'તા સૌભાગ્યશણગાર.
બ્હારવટિયાઓના યે ધર્મનિયમાનુસાર
એ તો છે અઘોર અધર્મ.
ભય પમાડી ભગાડયા લેરૂઓને.

**ત્રીજો અવધૂત**: ભગવાને ક્ય્હાં ન્હોતો લીધો નૃસિંહાવતાર?
મનુજમાંની પશુતાની એ જગતલીલા.

આપણે પગલે પગથિયું યે જગ ઉંચેરડું ચ્હડે
ત્ય્હારે જ સફલ આ અવતાર.

(ચારેક અવધૂતોનું ઝૂમખું જાય છે, એક આવે છે)

આગન્તુક અવધૂત : સર્વસ્વ આપી આવ્યો મ્હારૂં:
તપોધન, પુણ્યસંચય, સર્વસ્વ.
શબ સમો ખાલી દેહે આવ્યો છું.

અવધૂત: એમ કેમ?

આગન્તુક અવધૂત : આત્મભૂખ્યો, પ્રાણતરસ્યો, દુર્ગન્ધમ્હેકતો
પાપકુંડે પડયો હતો કો પાપી.
ન્હવરાવ્યો, દેવ શો નિર્મળો કીધો,
દીધો સકલ મુજ આત્મસંચય,
ને સન્ત કરી સ્થાપ્યો દેવસિંહાસને.

એક અવધૂત: પારસસ્પર્શે લોહનું કાંચન થાય,
ને પારસ પારસ ન મટે.

બીજો અવધૂત: લોહનું કાંચન કરવું
એ જ છે આપણો આશ્રમધર્મ.

(એક અવધૂત નાચતો નાચતો આનન્દતો આવે છે.)

આગન્તુક અવધૂત : જમાતને જય સચ્ચિદાનન્દ!
આનન્દો, આજે છે આનન્દપર્વ.

એક અવધૂત: એટલી યે આસક્તિ શી આપણે?

**બીજો અવધૂત**: આસક્તિ નથી, આનન્દ છે આ.
આ છે છાયા વગરનો લોકઃ
નથી અંહીં વિષાદની યે છાયા.
શીલ દાન તપ ભક્તિ સેવા—
પુણ્યનાં યે ન હોય ગર્વ કે ગૌરવઃ
ગુણના યે ન હોય આત્માભિમાન.
ગાલઢળેલી જ હોય
સન્તનાં પોપચાંની પાંદડીઓ.
આનન્દ એ આસક્તિ નથી.
આનન્દો, મહેરામણ શો આનન્દે
જગત્અવધૂતોનો અખાડો આજ.

**આગન્તુક અવધૂત**: આનન્દો, હું હારી આવ્યો આજ.
આત્માનાં નૈવેદ્ય ધરાવી આવ્યો.
કપરી છે વિશ્વની પ્રારબ્ધજાળ.

(દશે દિશાઓમાં દશ પવનપાવડીઓ પરવરે છે, ને એ અવધૂત આવે છે.)

**એક આગન્તુક**: પુત્ર થયો હતો, પુત્ર આજ.

**બીજો અવધૂત**: પિતામહ સમા અવધૂત તે પુત્ર!

**આગન્તુક**: માતૃવાત્સલ્ય ઝીલવાને.
માતાને ધાવણ ન્હડયું હતું.
પડખામાં ન હતો પુત્ર;

પુત્ર હતો ધર્મરાયનો મહેમાન.
એ યશોદાજીની ભાવભીની ગોદમાં
થઇ આવ્યો બાલમુકુન્દ કનૈયો.
મુખડામાં કાંઇ ઉડતા'તા એવડાક
ધાવણના મિઠા વાત્સલ્યફૂવારા !
ઝીલી આવ્યો જગતમાં જઇ,
સ્વર્ગમાં યે નથી તે,
માતૃવાત્સલ્યનાં દૂધ.

**બીજો અવધૂત:** (બીજા આગન્તુકને)
અને આપે શી આદરી'તી
સોહામણી સંસારલીલા ?

**બીજો આગન્તુક:** માળી થયો'તો, રસમાળી.
આત્માઓને છાંટી આવ્યો રસસંજીવન:
કંઇ કંઇ કરમાયેલાંને પ્રફુલ્લાવ્યાં પાછાં.
કવિતા છાંટી છાંટી પ્રેરણા પાઇ,
નિર્જીવની ચેતના જગાડી,
પૃથ્વીની કુંજે વસન્ત વાવી.
આત્માને ઉન્નતાભિલાષી કીધો.
પ્રાણની કળીઓનાં કીધાં ફૂલ.
સંસારની વાડીઓ કંઇક મઘમઘે છે.
આયુષ્ય એ જ આનન્દનો ઉત્સવ.

(પવનાપાવડીઓની રજ ઉડાડતા શુકદેવજી ઉઠે છે.)

**ગર્ભજોગી:** મ્હારો થાક ઉતર્યો આ દર્શને.
ચાલ, જીવ! જીંદગી એટલે જ કલ્યાણયાત્રા.
વિશ્વઉદ્ધારણહારા અવધૂતોનો આ અખાડો.
એનાં દર્શન એ ય ભાગ્યોદય.
પુણ્ય ને પરમાર્થના આ અવતાર.
જોગધારી કો જગતજોગન્દર,
ભોગધારી કો સંસારી સન્ત:
સહુ છે વિશ્વઅખાડાના અવધૂતો.
ભાલા ઝીલી કો હ્રદયધર્મ પ્રકાશે,
પોતે મરી કો જીવતાં શીખવે,
મહામેધાવી કો મેધાજનન માંડે,
રસર્ષિ કો બ્રહ્માંડભેદ ઉકેલે:
સહુ છે અખાડાના અવધૂત.
બ્રહ્માંડવડલાને પાંદડે પાંદડે લખ્યા છે
વિશ્વઅવધૂતોના ઉદ્ધારણમન્ત્ર.
અખાડો આમન્ત્રે છે કે આવ ને રહે.
ક્ય્હાંથી લાંગરે આવે કલ્યાણઆરે
મ્હારૂં જગતસફરી જહાજ?
યાત્રા! યાત્રા! યાત્રા!
આયુષ્યભરની અગમ્યતીર્થની યાત્રા,
પામર જીવાત્માનો એ જ પરમ મોક્ષ.

(પવનપાવડીઓનાં રજ લલાટે વધાવી આંખોમાં આંજે છે, ને અનન્તમાં ઉડે છે.)

❧

# પ્રવેશ ૪ થો

## બ્રહ્મતીર્થની યાત્રાએ

(અન્તરિક્ષના મહામાગરમાં પૂર્ણિમા ઉગે છે, ને બ્રહ્માંડઅજવાળી પુણ્યચન્દ્રનીના તરંગરાજ રમણે ચ્હડ્યા છે. મંહી પ્રભામૂર્તિ સમા નિષ્કલંક રાજહંસો, દેવહોડલાં શાં, માનસઆરેથી ઉડતા ઉડતા પધારે છે.)

**રાજહંસો:** આવ્યાં જગતનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા;
નયણાં આ ઢળી ઢળી જાય,
વિશ્વનો રાજ વધાવા.

(એક બ્રહ્મપાર્ષદ આભમાંથી પૃથ્વીમાં ઉતરતા હોય છે, તે પ્રણામાંજલિ કરી રહીને)

**બ્રહ્મપાર્ષદ:** आदौ कृतयुगे वर्णो नृणां हंस इति स्मृतः
એ જ માર્ગ; સંચરો અનન્તને પન્થે.

(નિજને ધર્મપન્થે પળે છે.)

**રાજહંસો:** આવ્યાં ગગનનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા;
આતમ આ ઉંડુ ઉંડુ થાય,
વિશ્વનો રાજ વધાવા.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે, પિતૃલોકની વ્યોમાટવીને ગોખે ચ્હડે છે.)

**પિતૃલોકના આધિદેવતા:** ક્ય્હાં સંચરશો? જ્યોતિર્મૂર્તિઓ!

**રાજહંસો:** પરમ કલ્યાણને આરે,

બ્રહ્મતીર્થની યાત્રાએ.

પિતૃલોકના અધિદેવતા : ગગન તો ત્હમારે છે સરોવર.
ઉડો આભની યે પેલે પાર.
સંચરો વણસીમાળા દેશમાં·
ઉંચે, હજી ઉંચે, અનન્તતાને પન્થે.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે.)

રાજહંસો: પંખીની પાંખમાં પ્રેરણા, ચાલો વિશ્વ વધાવા;
ઉડવાના એને ઉમંગ,
વિશ્વનો રાજ વધાવા.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે. આભના ચન્દરવો ઓળંગી સિદ્ધલોકની આગાસીએ ચ્હડે છે.)

સિદ્ધલોકના અધિદેવતા : ક્‌ય્હાં સંચરશો ? જ્યોતિમૂર્તિઓ !

રાજહંસો: પરમાત્મન્‌ના ઉદ્યાનોમાં રમવા,
બ્રહ્મતીર્થની યાત્રાએ.

સિદ્ધલોકના અધિદેવતા : પાંખોમાં પ્રેરણા થનગને છેઃ
જાવ, થાક નહિ ચ્હડે.
આથી યે ઉન્નત શિખરે ઉડોઃ
ઉંચે, હજી ઉંચે, અનન્તતાને પન્થે.

( રાજહંસો ગાતા ગાતા ઉડે છે. )

**રાજહંસો:** માનવપ્રાણમાં ઝંખના, ચાલો વિશ્વ વધાવા;
આતમઉછાળા અભંગ,
વિશ્વનો રાજ વધાવા.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે, પારિજાતના કુંતલમંડળમાં સૂર્યલોકમાં વિરમે છે.)

**સૂર્યલોકના અધિદેવતા:** ક્ય્હાં સંચરશો? જ્યોતિર્મૂર્તિઓ!

**રાજહંસો:** દિશાકાલના મહાવનને પેલે કાંઠે;
બ્રહ્મતીર્થની યાત્રાએ.

**સૂર્યલોકના અધિદેવતા:** નિર્બન્ધ છો, તીરથવાસીઓ!
દિશાકાલનાં કુંજો છે ન્હાનકડી.
જાવ દિશાકાલથી પર પ્રાન્તમાં:
ઉંચે, હજી ઉંચે, અનન્તને પન્થે.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે.)

**રાજહંસો:** નથી રે આડચ, નથી આગળા,
ચાલો વિશ્વ વધાવા;
નથી રે સીમાઓને ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે, મન્દાકિનીનાં દેવજલની મેખડે સ્વર્ગલોકમાં ચ્હડે છે.)

**સ્વર્ગલોકના અધિદેવતા:** ક્ય્હાં સંચરશો? જ્યોતિર્મૂર્તિઓ!

**રાજહંસો:** સચ્ચિદાનન્દના સોહાગમન્દિરે,
બ્રહ્મતીર્થની યાત્રાએ.

**સ્વર્ગલોકના અધિદેવતા:** ઉડો, બ્રહ્માંડનાં બાર સંકેલાય છે,
અગમ્યતા આગળા ઉઘાડે છે.
સિધાવો ઇન્દ્રિયપરની વાડીઓમાં;
ઉંચે, હજી ઉંચે, અનન્તતાને પન્થે.
(રાજહંસો ગાતા ગાતા ઉડે છે)

**રાજહંસો:** ઉંચે–ઉંચે, આ દિગન્તમાં
ચાલો વિશ્વ વધાવા;
ઉઘડે અનન્તની વાટ,
વિશ્વનો રાજ વધાવા.

(રાજહંસો ગાતા ગાતા ઉડે છે, અખંડ તેજના કુંજોમાં સત્યલોક ચ્હડે છે.)

**સત્યલોકના અધિદેવતા:** ક્ય્હાં સંચરશો? જ્યોતિર્મૂર્તિઓ!

**રાજહંસો:** પુણ્યવન્તાંઓના પુણ્યલોકમાં,
બ્રહ્મતીર્થની યાત્રાએ.

**સત્યલોકના અધિદેવતા:** અંધકારના અંચળા ઉતરી ગયા,
અનાત્મતા ઓસરી ગઇ.
આંખોમાં ઓજસ્‌તેજસ્‌ની ભરતી છે,
પુણ્યના છે દેહ ત્હમારા.

સંચરો, પેલાં રહ્યાં બ્રહ્મસિંહાસન.
પુણ્યલોકની જ વચ્ચે છે પાજ.
સત્યલોકથી બ્રહ્માંડલોક આઘેરા નથી.
ઉડો બ્રહ્માંડસીમાઓ ઉલ્લંઘીને
દિગન્તને સ્હામે પાર.
ઉંચે, હજી ઉંચે, અનન્તને પન્થે.

(ગાતા ને ગાતા રાજહંસો દિશાઓની ગહનતામાં ઉડે છે.)

**રાજહંસો:** આવ્યાં અનન્તનાં ન્હોતરાં,
ચાલો વિશ્વ વધાવા;
ઘૂઘવે દિગન્તના ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.
આતમઆનન્દી હો! આવજો,
ચાલો વિશ્વ વધાવા;
વિહરે લ્હેરખડે વિરાટ,
વિશ્વનો રાજ વધાવા.

(આત્માને આમન્ત્રતાં અનન્તનાં આમન્ત્રણનું અખંડ ગીત ગાજ્યાં કરે છે. રાજહંસો ઉંચે ને ઉંચે ઉડતા પરવરે છે.)

બ્રહ્માંડોનાં પગથિયાં કરીને
બ્રહ્માંડપર બ્રહ્મસિંહાસને:
ઉંચે, હજી ઉંચે, અનન્તતાને પંથે.

આવ્યાં અનન્તનાં ન્હોતરાં—

# પ્રવેશ ૫ મો

## બ્રહ્માંડમંડલનો મહારાસ

( બ્રહ્માંડતારણનો મહાયોગ જામ્યો છે.

વાળે વાળે મોતી પરોવી બ્રહ્મનૃત્યે નાચતી પ્રચંડમૂર્તિ યોગમાયા, શિકરો ઉડાવતા ફરતા ફૂવારા શી લોક લોક વેરતી, વિરાટહૈયામાં ઘૂમી રહી છે. બ્રહ્માંડતારણનું આજ કલ્યાણમુહૂર્ત છે.

શરદનાં જલવર્ણાં આભમાં મહાયોગનો મહિમા વિશ્વભરતો ઉડી રહ્યો છે. વસુન્ધરાની રમકુંજોમાંથી ગન્ધવતીની ગન્ધફરફર સરિખડો અવ્યકૃત ને જલમીઠડો વેણુનાદ સંભળાય છે. વિશ્વમેદની એ વેણુનાદની ગાનમૂર્છનામાં ડોલે છે: તેજનાં રજકણ સમાં ભૂગોલખગોલો એ મહિમાસાગરમાં ઉછળતાં હેલિયાં ખાય છે.

સૌભાગ્યના કુંકુમથાળ સમો દેવચન્દ્રમા દિશાસાગરને આરે ધીરે ધીરે, ડોલતો ડોલતો, ઉગે છે. સહસ્રપાંખડી કમલદલમાં વિરાજતા, પરમાત્માના પૂર્ણાવતાર શા, શ્રી કૃષ્ણચન્દ્ર પૂર્ણિમાના એ ચન્દ્રોદયમાં વિરાજેલા દર્શન દે છે.

ચન્દ્રની ચન્દ્રિકા સમાં, આત્મકાન્તિની રૂપમૂર્તિ સરિખડાં જગત્‌-શોભના રાધિકાજી, બ્રહ્માંડલક્ષ્મી શાં રસસોહાગસોહન્ત, શ્રી કૃષ્ણચન્દ્રનાં અંગઅંગમાં વિરાજમાન છે.

ઝૂલી—નમી જતી રસની કિરણવેલીઓ સરિખડી યોગવિહ્વળી ગોપિકાઓ ગોપિકાગીત ગાતી ગાતી દિશદિશમાંથી પધારે છે.)

એક ગોપિકાવૃન્દ : जयति तेऽधिकं जन्मना व्रज.

બીજું ગોપિકાવૃન્દ : श्रयत इन्दिरा शश्वदत्र हि.

**ત્રીજું ગોપિકાવૃન્દ** : दयित दृश्यतां दिक्षु तावका—
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते.

(ગોપિકાગીતમાંનાં અમૃતચરણો ગાતી ગાતી રસદુલારીઓ શી ગોપિકાઓ, બ્રહ્માંડવિભૂતિઓની રસ જ્યોત મોરખડી. સૂર્યપુત્રી કાળિન્દી યમુનાને ઘાટે ઉતરે છે. पुष्णामि चौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः એ મહદર્થે શરદપૂર્ણિમાના એ રસાત્મક સોમમાં ચન્દ્રરૂપે રસેશ્વર કૃષ્ણચન્દ્ર, ચન્દ્ર જેમ ચન્દ્રિકા સંગાથે પધારે તેમ, રસેશ્વરી રાધિકાજી સહવર્તમાન ઉતરે છે. રાસની રમઝટ મંડાય છે.

દેહ ને ઇન્દ્રિયોના સમા, વિરાટ ને વિરાટવિભૂતિઓના સમા રાસમંડલની પહનાલીથી રસકુંજ ધમધમવા માંડે છે. ઇન્દ્રિયચન્દ્રામાં એના પડઘા પડે છે.)

**ગર્ભજોગી:** ધ્રાંગ ધ્રાંગ રસરાજના અનહદ મૃદંગ વાય;
પરબ્રહ્મના ચોકમાં રસના રાસ રચાય.

ઉગત શરદપુનમ ચન્દ, વ્રજમાં મળી વૃન્દવૃન્દ,
કિરણકિરણ ઝીલી ઘૂમન્ત, ગગનગોક ગૂંથે:
ગહરા ગજવી દિગન્ત મધુરી મુરલી બજન્ત,
રસભર નટવર રમન્ત જગવિભૂતિ જૂથે;
અરસપરસ હસી–હસાવી, વળી વળી
નયનન નચાવી,
ઢાળી દગરસ ભીંજાવી છબિ અનૂપ છાજે;
વિલસે રસના વિલાસ, રાધાવર રમત રાસ,
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત! પ્રભુતા ગાજે.

( અષ્ટપદી ગાતા જયદેવજી પધારે છે. )

धीर समीरे यमुनातीरे वसति वने वनमाली

**કૃષ્ણચન્દ્રઃ** રસકવીન્દ્રજી! પધારિયે
જલમંજુલ જલતરંગ ટમકે
એવાં ટમકે છે તમ કવિતસંગીત.
નિરખો વસુન્ધરાની પરમ લીલા.
સતી પદ્માવતી સંગાથે ખેલો છો
એથી યે અદ્‌ભુત રસરસીલો.
ચન્દ્ર ને ચન્દ્રકિરણોના સમોવડો,
વિરાટ ને વિરાટવિભૂતિઓનો મહારાસ.

(પ્રાચીન કાવ્યકલાના છેલ્લા તારલા સમા, અષ્ટપદી ગાતા, રસર્ષિ જયદેવજીને રાસેશ્વર ને રાસેશ્વરી વન્દન વન્દે છે. ઉભયની ચરણવન્દના લઇને રસર્ષિ રાસમંડલમા જઇ વિરાજે છે.

સહસા વિશ્વરંગ બદલાય છે, નવાં આભ પ્રગટે છે, ને રાધાકૃષ્ણનાં રૂપ પલટાઇ શ્રી કૃષ્ણચન્દ્ર નારાયણ સ્વરૂપે ને શ્રી રાધિકાજી લક્ષ્મી સ્વરૂપે વિહરે છે. નભોમંડલની કરચલીઓ સમી સાગરલહરીઓ ડોલે છે, ને સાગરશાયી લક્ષ્મીનારાયણ એ લહરીઓ સંગાથે જલહિન્ડોલે ડોલે છે. હૈયાહૈયામાં એ લહરીઓની પગલીઓ પડે છે.)

**ગર્ભજોગીઃ** મલકે મણિ શેષશિર, ઝળકે ઉર્મિ અધીર,
નાચે કંઇ નીરનીર તતતતથા થૈયે;
વિધિના ચોરંગ ઢંગ પ્રગટે નવરંગ રંગ,
રમતા અદ્‌ભુત તરંગ ઉદધિને હૈયે;

ગૂંથીને જગલક્ષ્મી સાથ દગરસ સમ હાથહાથ
વિહરે નીરશાયી નાથ નીર કેરી પાજે:
વિલસે રસના વિલાસ, લક્ષ્મીનીરશ્યામ રાસ,
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત! પ્રભુતા ગાજે.

(એ રાગરાજેશ્વરીને ભજનથી સત્કારતા ભક્તરાજ નરસિંહ પધારે છે.)

કુંકુમને પગલે,
પધારો રાજ! કુંકુમને પગલે.
મ્હસમ્હસતા મોહનજી પધાર્યા
ડગમગતે ડગલે:
પધારો રાજ! કુંકુમને પગલે.

**ભગવાન નારાયણ** : જો, દામા કુંડના પાવનકારી! જો.
નિરખ, ને નિરખે એવું ગા.
હૈયાં ને હૈયાઉર્મિઓનો
જો આ મહાઓઘ મહારાસ.
અણુપરમાણુન્હાનકડા ઉરઉરમાં
ક્ષીરસાગર ઉછળે છે.
વ્યોમ ને વ્યોમતરંગાવલિ શી
નિરખ ને ગા અગાધ આ રાસલીલા.

(ભક્તિલહરીએ લહરતા, સાગરખંજરી શી કરતાલો ઝમકારી જગતને જગાડતા, હૈયાના પડદાઓ ઉઘાડતા ભક્તરાજ નરસિંહને ભગવાન લક્ષ્મીનારાયણ સજોડલે વન્દન વન્દે છે, ઉભયની ચરણવન્દના લેઇને ભક્તરાજ રાસમંડળમાં જઇ વિરાજે છે.

વળી વિશ્વરંગ બદલાય છે, નવાં આભ પ્રગટે છે, ને લક્ષ્મીનારાયણ-ની રૂપકલાઓ પલટાઇ ભગવાન નારાયણ પુરુષસ્વરૂપે ને જગન્માતા લક્ષ્મીજી, પુરુષના ઉડતા ઉત્તરીય શી, પુરુષની પ્રકૃતિસ્વરૂપે વિહરે છે. મહાપ્રાણ ને પ્રાણની પ્રેરણાઓના સમા ચૈતન્યની ચેતનાના રાસ મંડાય છે. પ્રાણપ્રાણમાં આના સંજીવનકણના પ્રોક્ષણ થાય છે.)

**ગર્ભજોગી:** વરસે છે મન્દમન્દ અમીનાં કંઇ બુન્દબુન્દ,
ઝમકે પડછન્દછન્દ, દિગદિગન્ત ડોલે;
ઉરના અણબોલ ભાવ, રૂપના અણમોલ લ્હાવ,
છાંટે રસરંગઘાવ નયનનની છોળે;
સંજીવન ઢોળી ઢોળી પ્રકૃતિને રોળી રોળી,
ચેતનથી ચોળી ચોળી મુગ્ધવદન લાજે;
વિલસે રસના વિલાસ, પ્રકૃતિ ને પુરુષરાસ,
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત ! પ્રભુતા ગાજે.

(ઢોલક વગાડતાં વગાડતાં ને પ્રાણપ્રાણમાંની પ્રેરણા સમું ગીત ગાતાં મેવાડનાં મહારાણી ક્ષત્રિયકુલકિરીટિની પ્રકૃતિની પ્રેરણા શાં મીરાંબાઇ પધારે છે.)

પ્રેમની, પ્રેમની, પ્રેમની રે,
મ્હને વાગી કટારી પ્રેમની

**પુરુષોત્તમ:** જગતનું ક્ષત્રિયતીર્થ છે ચિતોડ.
એ ચિતોડનું ચે, મીરાંબાઇ!
કલ્યાણક ધર્મતીર્થ છો.

બ્રહ્માંડે એક જ છે પુરુષ,
અન્ય સૌ છે પુરુષની પ્રકૃતિકલાઓ.
ત્હમે છો પ્રાણપ્રાણની પ્રેરણા.
પ્રકૃતિની પ્રતિમા! પુરુષની પ્રેમપુત્રી!
પ્રાણ ને પ્રાણપ્રેરણા સમોવડો
નિરખો પુરુષપ્રકૃતિનો આ મહારાસ.

**મીરાંબાઇ**: મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
જેમ રાખે તેમ ત્હેમની રે:
મ્હને વાગી કટારી પ્રેમની.

(એ ગીત ગાતાં ગાતાં ને ઢોલક વગાડતાં મેવાડનાં મહારાણી ક્ષત્રિયકુલકિરીટિની મીરાંબાઇને પુરુષ ને પ્રકૃતિ વન્દન વન્દે છે. રાસેશ્વરની ચરણવન્દના લેઇને પ્રકૃતિસ્વરૂપા મીરાંબાઇ રાસમંડલમાં જઇને વિરાજે છે.

મૃત્યુના પડછાયા સમી એક અન્ધારવાદળી આવી ઘડીક અમૃતચન્દ્રમાને યે હોલવી નાંખે છે. સુજન પહેલાંની તમસરજનીના અન્ધારવાદળ દિશામુખને લોપી રહે છે. યમદૂતો નાચે છે, નરકના ઓછાયા આનન્દે છે, સ્વર્ગ ઘડીક તો જાણે ડૂબી જાય છે. ધર્મરાયનો તેજદીવડો એક ડગમગતો ડોલે છે. મહાપ્રલયની નિબિડ તમિસ્રા ઘમઘમી રહે છે.

વળી વિશ્વરંગ બદલાય છે, નવાં આભ પ્રગટે છે, ને પુરુષોત્તમનો સ્વરૂપપલટો થઇ પછી ધીરે ધીરે સર્વત્ર તેજ તેજ રેલવતું હિરણ્યગર્ભનું તેજસ્વરૂપ પ્રગટે છે. સૂર્યની તેજજ્વાલા શી, સુવર્ણસર્વસ્વની સુવર્ણપ્રભા સમી, હિરણ્યગર્ભની જ્યોતિર્કલા વિશ્વરેલન્તી ઝળહળી રહે છે.

હિરણ્યગર્ભ ને હિરણ્યપ્રભાના તેજલોકના રાસ મંડાય છે. પ્રજ્ઞા ને પ્રતિભાના ચોકમાં તે ઝરૂખે ઝરૂખે પ્રભાજ્યોતની દીપકશિખાઓ પ્રગટે છે)

**ગર્ભજોગી**: સુરસુહાગ ધરી સુહન્ત, બ્રહ્મહાસથી હસન્ત
રસરમા ઉષા ઉગન્ત નભનભને આરે;

ઉડુગણઉરમાં સ્ફુરન્ત, જગજગને જળ વહન્ત,
જ્યોતજ્યોત જઇ જ્વલન્ત વિશ્વદ્વારદ્વારે;
વિરામે વસમા અન્ધાર, પ્રગટે પ્રભના ફૂવાર,
ફૂટતા નભ ધારધાર અજબ તેજ આજે;
વિલસે રસના વિલાસ, સુરપ્રભા–હિરણ્યરાસ,
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત! પ્રભુતા ગાજે.

(સહસ્રતન્તુ સારંગીનો અદ્ભુત સરોદ ઘોરવતા, નિર્માણની મહાકથા કથતા ને ગહનતાના પડદાઓને ભેદતા સુરદાસજી દેવદ્વાર્યા પધારે છે.

તરછોડો શું હાથ?
પ્રિયંવર! શું તરછોડો હાથ?

તરછોડી હૈયે થકી જાવ તો
જાણું ખરા જગનાથ:
પ્રિયંવર! શું તરછોડો હાથ?

હિરણ્યગર્ભ: ચક્ષુ ઢોલવીને, સુરદાસજી!
દિવ્ય ચક્ષુઓ પામ્યા છો.
મૃત્યુદંષ્ટ્રાઓ સમો વિશ્વવિકરાળ
ને ચિતાઝાળ સમો સર્વભક્ષી
નિરખો કાલોઽસ્મિનો ભીષણ રાસ:
વિશ્વંભરની વિશ્વગાજન્તી પદતાલી.
પરબ્રહ્મનો પરમ પન્થ

મૃત્યુદરવાજામાં થઈને સંચરે છે.
મૃત્યુને ઓળંગે એ અમરત્વ પ્રાશે.

**સુરદાસજી:** નહિ છૂટે સંગાથ:
પ્રિયંવર! શું તરછોડો હાથ?

(બ્રહ્મસંગીતને સૂરે કીર્તન ગાતા પ્રજ્ઞાચક્ષુ અન્તર્દૃષ્ટાને રાસેશ્વર આલિંગન દે છે, ને રાસેશ્વરની ચરણવન્દના લેઇ સુરદાસજી દેવદેશમાં રાસમંડલમાં જઇ વિરાજે છે.

મંડપ છોડી ચોકમાં જતાં, નગર ત્યાગી ઉદ્યાનમાં વિચરતાં, અસીમ આભનો વાતાવરણ વિસ્તરી રહે, એમ બ્રહ્માંડનગરીના છેલ્લા કોટકાંગરા આથમી જતાં બ્રહ્મચોકમાં એક બ્રહ્મપૂર્ણિમાની ભરતી ડોલી રહે છે. સોળ-પાંખડી કમળ શો દેવચન્દ્રમા પાછો પ્રફુલ્લે છે ને અમૃતના અંબાર દિશા-સાગરોમાં ઉછળે છે. જગતનો અન્ધાર આથમે છે, ઇન્દ્રધનુષ્યના અદ્દભુત વિશ્વરંગો વિરામે છે, ગહનતાની સન્ધિકા યે પ્રકાશવન્તી થાય છે; ને એક અગમ્ય અગોચર અવર્ણનીન જલરંગી પરમાત્મનનો મહાસાગર અનન્ત-તામાં હલમલી ઉઠે છે. હિમાદ્રિ ફરતી વનરાજી સમી, અમ્બોનિધિ ઉપરની જલછાંટી જેવી, અદૃશ્ય કિરણાવલિ શી, મહામાયાની સૂક્ષ્મ રોમાવલિ પરબ્રહ્મને અંગોઅંગે રમતી હોય છે.

મન્દાકિનીમાં તરતી દેવનૌકાઓ સમાં રાસધારીઓ, બ્રહ્મપૂર્ણિમાનાં પૂરમાં ઉંચે ને ઉંચે અનન્તના આરા ભણી ઉડતાં ચેતનવિમાનો સમાં, નિઃસીમમાં સંચરતાં ભાસે છે.

આત્માપરમાત્માનો પરમ રાસ જામે છે; ને આત્મઆત્મમાં એના બ્રહ્મપડછન્દ જાગે છે.)

**ગર્ભજોગી:** ચેતનજડ લોકલોક ટોળે મળી થોકથોક
ઘૂમત ગગનચોક–ચોક, પડછન્દા બોલે;

અણુઅણુ–બુદ્દબુદ અનન્ત, આતમ આતમ ઉડન્ત,
બ્રહ્મરાસ મળી રમન્ત શ્રી હરિની છોળે;
ઢમકે કંઇ કાળઢોલ, ઘમકે કંઇ બ્રહ્મબોલ,
પ્રગટે ગહરા ખગોલ, દુંદુભિ વિભુ બાજે:
વિલસે રસના વિલાસ, બ્રહ્માંડ–પરબ્રહ્મરાસ,
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત! પ્રભુતા ગાજે.

(બે ચન્દ્રમા સમી અમીવર્ષણ આંખડીએ રસોર્જિત ને વદનવેલેથી ं परं धीमहिनां વચનફૂલડાં વેરતા શુકદેવજી સમીપે સંચરે છે.)

ગર્ભજોગી: सत्यं परं धीमहि.

પરબ્રહ્મ: (ચન્દનીના સાગર ઉચ્ચરતો હોય તેહવા શબ્દે)
પધારિયે, ગર્ભયોગીશ્વર!
વિશાલબુદ્ધિ વ્યાસજી પ્રસન્ન છે ને?

શુકદેવજી: બ્રહ્મસુધા પીએ છે, વિશ્વનાથ!
ભારત રચ્યું, પુરાણો રચ્યાં,
ઊંડો આત્મન્ અસન્તુષ્ટ હતો.
ભાગવતસંહિતા હવે ગૂંથે છે;
મનુકુલનું ભક્તિરસનું મહાકાવ્ય.
અમૃતના ઓઘ ઉછાળે છે.
આપની સર્વસંચરતી આંખડીથી
શું અજાણ્યું છે? વિશ્વંભર!

પરબ્રહ્મ: પાણીમાં પદ્મ સમા છો:
સંસારમાં જન્મ્યા, સંસારથી અલિપ્ત છો:
પેખો બ્રહ્માંડમંડલનો મહારાસ:
સહસ્રતન્તુ સારંગી એક બોલ બોલે
એવું કોટી–કોટી તત્વોનું બ્રહ્મસંગીત.
સાગરબુદ્ધિ વ્યાસજીને કહેજો,
બ્રહ્માંડનું નવભાગવત સરજે,
સકલ મહાધર્મોનો સમન્વય ગાય.
સમુદ્રોનો સમન્વય તે સાગર;
લોકલોકનો સમન્વય તે બ્રહ્માંડ:
મહાધર્મોના બ્રહ્મબ્રહ્મનો સમન્વય
તે બ્રહ્માંડ પૂર્ણિમાનો પરબ્રહ્મ.

(પાય પડી આમનવેલડી સમા શુકદેવજી દંડવત્ કરી ચરણે ઢળે છે.

બ્રહ્માંડતારણનો મહારાસ જામેલો છે. પરબ્રહ્મના હૃદયદેશે, નાભિદેશે, ભાગ્યદેશે, બુદ્ધિદેશે, હસ્તથસ્થલીમાં, પાયતળિયે નખમણિઓમાં બ્રહ્માંડો મહારાસ ખેલી રહ્યાં છે; પરબ્રહ્મના ચૈત્રન્યસાગરનાં મહાપૂર દશાંગુલ પર વિલસી રહ્યાં છે. વિશ્વતોમુખી રાસમંડલ વચ્ચે એકતારો વગાડતા, બ્રહ્મબંસીએ ગાતા, ગર્ભજોગી પરબ્રહ્મના હૃદયદેશે જઈને બ્રહ્મનૃત્ય નાચે છે. ત્રણ ગુણો, ચાતુર્વર્ણ્ય, પ્રવૃત્તિ ને નિવૃત્તિ, પુણ્ય ને પાપ, જ્ઞાન યોગ કર્મ ભક્તિના બ્રહ્મમાર્ગ, ચતુર્ધા મુક્તિ, પંચ મહાતત્ત્વો, ચરાચર જડ ને ચેતન: સર્વ તણખા, ફરતી ફૂલખરણી શા એ બ્રહ્મરાસમાંથી નિર્ઝરે છે. રૂપકલા પલટી–પલટીને રાસધારીઓ ભૂત, વર્તમાન, ભાવીના પયગમ્બરો ફિલસુફો તત્ત્વવેત્તાઓ ઋષિજનો યોગીન્દ્રો કવિઓ મહાપુણ્યશાળીઓનાં રૂપ ધરી–ધરીને ગર્ભજોગીની સંગાથે બ્રહ્મરાસ ખેલે છે. એમ બ્રહ્માંડમંડલનો મહારાસ રચાય છે.

જયદેવજી ઝાંઝરી બજાવે છે, નરસિંહ કરતાલો ઝમકારે છે, મીરાં-બાઈ ઢોલક બોલાવે છે, સુરદાસજી સારંગી ઘોરાવે છે, શુકદેવજી એકતારો ઝણકાવે છે. રસપ્રસાદ પુણ્ય પ્રતિભા ભક્તિ શ્રદ્ધા જગત્‌કવિતાનું બ્રહ્માંડ-સંગીત, ગીત—વાદ્ય—નૃત્યઆજનુ, દિશાઓનાં મહાવનની પાર અનન્તની મહાકન્દરાઓમાં ઢોળાય છે.

રાસમંડલના હૃદયદેશમાં નાચતા શુકદેવજી ભવભાગવતનું ગોપિકાગીત ગવરાવે છે, ને રાસમંડળી એ ઝીલતી ઝીલતી પ્રભાતેજમાં ઘૂમે છે.)

**શુકદેવજી:** આવો—આવો, તીરથવાસી સન્ત હો!
બ્રહ્મના બ્રહ્મમહેલે;
જાગી—જાગી પૂરણ બ્રહ્મજ્યોત હો!
બ્રહ્મના બ્રહ્મમહેલે. ધ્રુવ

**મીરાંબાઈ:** અન્ધારાં રેલી આભ રચ્યાં,
મંહી વેર્યો રતનના દીપ રે;
કેમ કરીને મ્હારે મોહ ઉતરવા?
એ સાગર, હું છીપ:

**રાસમંડળી:** હો! બ્રહ્મના બ્રહ્મમહેલે.

**સુરદાસજી:** આંખ ભરી, મ્હારાં હૈયાં ભરાણાં,
ભરિયા સલૂણા સોહાગ રે;
એક ભરાય હવે આતમ આહરો,
યુગનાં ભરાય તો તો ભાગ્ય;

**રાસમંડળી:** હો! બ્રહ્મના બ્રહ્મમહેલે.

**શુકદેવજી:** માંડી દિશાઓ ને રોપ્યો માંડવડો,
ચેતનસિંહાસન કીધાં રે;

વિલસે વિરાટને યે ભોગવે છબીલો:
વિશ્વને કલ્યાણ એણે દીધાં:

**રાસમંડળી:** હો! બ્રહ્મના બ્રહ્મમહેલે.
જાગી—જાગી પૂરણ બ્રહ્મજ્યોત હો!
બ્રહ્મના બ્રહ્મમહેલે.

(રાજતેજ ને યોગતેજના, સંસાર ને સંન્યસ્તના સમા અદ્દ્ભુત તેજ-સંગમથી સોહન્તા, જીવન્મુક્તિમાં ગાજુતા, બ્રહ્મર્ષિસભાથી વીંટળાયેલા જનકવિદેહી સંસારસિંહાસને વિરાજેલા રાસમંડળને શિખરે દર્શન દે છે.

દિશાકાલના આસઓની પાર નિઃસીમની સીમમાં બ્રહ્માંડતારણના મહારાસના પડઘા ઉડતા પરવે છે એ અગોચર અણુખેડયાં અગાધ બ્રહ્મજલ તો સળકતાં યે નથી: મહાગગન સમોવડાં સર્વને નિજમાં સમાવતાં અગમ્ય ઉદાર અનિમિષ ઉભાં છે.

યોગવિમાનમાં ઉડતા ભગવાન પતંજલિ, મહાવ્યોમ વીંધતા ધૂમકેતુ શા, પધારે છે.)

**પતંજલિ:** દિશાસાગર ભરતું બ્રહ્માંડ એટલે
પરબ્રહ્મ ને યોગમાયાનો સંયોગ.
આદરું હું યે મ્હારું યોગશાસ્ત્ર.
મ્હને યે લાધ્યું યોગનું પરમ સૂત્ર:
चित्तवृत्तिनिरोधः योगः.

 

